શ્રીજી મહારાજ તથા તેમના [illegible] સંતાન
[illegible]ના સ્તોત્રો, અષ્ટકો, કિર્તનો, હનુમાન પ્રાર્થના
વિગેરેથી ભરપુર સંગ્રહ.

સંશોધક :

**હરીચંદ મોતીચંદ કામદાર. (બોટાદ.)**

પ્રકાશક :

**ગોવિંદજી કલ્યાણજી પારેખ. (બોટાદ.)**


સંવત ૧૯૮૪. સહજાનંદાબ્દ ૧૪૭.

પ્રથમ આવૃત્તિ
પ્રત ૧૦૦૦

મૂલ્ય
રૂ. ૧.) એક રૂપીઓ

# શુદ્ધી પત્રક.

| પાનું | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૭ | હ્રદયમાં | રાહ્રદયમાં |
| ૨૬ | ૧ | નનામિ | નમામિ |
| ૨૯ | ૨૦ | અંતા | અનંતા |
| ૩૮ | ૪ | દિવ્યા | દિવ્યા |
| ૩૮ | ૬ | સલંબ | સાલંબ |
| ૩૯ | ૧૩ | નગણ્યૌવન | નગણ્યૈવન |
| ૪૦ | ૧૭ | નમસ્તે તે | નમસ્તે સતે તે |
| ૪૨ | ૧૪ | તસઃપેરં | તમઃપરમં |
| ૪૫ | ૧૭ | અમમોજ | અંભોજ |
| ૭૧ | ૧ | ૨વર્ષે | ૬૨ વર્ષે |
| ૮૬ | હેડીંગ | ધ્યાન ચિન્તાણી | ધ્યાન ચિંતામણી |
| ૧૦૨ | ૨૧ | શોલ્યા | બોલ્યા |
| ૧૦૩ | ૧૭ | રૂડી | ૩ડી |
| ૧૪૦ | ૧૬ | દુર્ગબતા | દુર્બળતા |
| ૧૮૪ | ૫ | શ્રી નીલકંઠાયતે | હરયે શ્રી નીલકંઠાયતે |
| ૧૮૮ | ૧૪ | ધતનિમશં | ધતમનિશં |
| ૧૯૧ | ૧૩ | મમન્દર | મમન્દમન્દર |
| ૧૯૭ | ૧૪ | એકાંકિત | એકાંતિક |
| ૧૯૭ | ૧૯ | તત્કાળ | તોતત્કાળ |
| ૧૯૯ | ૧ | ચિઠીયાપણું | ચાડીયાપણું. |

પાનું ૮૦

## ધૂન્ય.

રામકૃષ્ણ ગોવિંદ જય જય ગોવિંદ
હરે રામ ગોવિંદ જય જય ગોવિંદ
નારાયણ હરે, શ્રીમન્નારાયણ હરે
શ્રીમન્નારાયણ હરે શ્રીમન્નારાયણ હરે
કૃષ્ણ દેવ હરે, જય જય કૃષ્ણ દેવ હરે
જય જય કૃષ્ણ દેવ હરે જય જય કૃષ્ણ દેવ હરે
વાસુદેવ હરે જય જય વાસુદેવ હરે
જય જય વાસુદેવ હરે જય જય વાસુદેવ હરે
વાસુદેવ ગોવિંદ જય જય વાસુદેવ ગોવિંદ
જય જય વાસુદેવ ગોવિંદ જય જય વાસુદેવ ગોવિંદ

(વધુ માટે જુઓ પાનું ૮૦)

પાનું ૧૦૨

## પદ ૪ થું.

સહવારે ગોમતી ગયા ભગવાન
રટે ત્રણ લોક નારાયણ નામ સહવારે૦
આજ રામનવમી જનનો હીલોલ
સત્સંગી સર્વે કરે છે કીલોલ
ગાન તાન ઉચ્છવ ઝાઝ ઝકોળ સહવારે૦
આવ્યા હેલી મંદીરમાં મતવાલો
સંત સભા મધ્યે શોભે ધર્મ લાલો
સત્સંગી પુજા કરવાને ચાલો સહવારે૦

(વધુ માટે જુઓ પાનું ૧૦૨)

# " પુષ્પાજંલી. "

તીર્થસ્વરૂપ,

પૂજ્ય પિતાશ્રી કલ્યાણજી કાળીદાસની
પવિત્ર સેવામાં.

ન્હાની વયમાં મારા બાલહૃદય બગીચામાં માળી તરીકે સદ્ધર્મના બીજ આપે રોપ્યાં, ઘણી મહેનત કરી સદ્વિચારૂપી જળ સીંચી, પાળીપોષી તે છોડ આપે ઉછેર્યા, તેનું પરિપકવ મિષ્ટ ફળ ચાખવાનો શુભ અવસર આવતાં પહેલાં તો અમારા કમનસીબે આપ અક્ષરવાસી થયા. મ્હારા પ્રત્યેની આપની તે મહેનત અને લાગણીના યત્કિંચિત્ સ્મરણચિહ્ન તરીકે આ લઘુ પુસ્તક આપના પાદપંકજમાં મૂકી કૃતાર્થ થાઉં છું.

ત્હમારો બાલક,

ગો બિં દ જી.

# નમ્ર નિવેદન.

મહા કૃપા થઇ આજે આ બાળકો ઉપર. એ જીવન જ્યોત જગત પિતાની. કે જેમણે **"સત્સંગ સુબોધ રત્નમાળા"** નામના આ ન્હાનકડા પુસ્તકને પ્રસિદ્ધ કરવાના અમારા લાંબા વખતના મનોરથોને સફળ થતાં નિહાળવાને ભાગ્યશાળી કરેલ છે.

આ પુસ્તકની અંદર જુદા જુદા સાંપ્રદાયિક પુસ્તકોમાંથી પ્રાર્થનાઓ, અષ્ટકો. કિર્તનો વિગેરેના ઉતારા કરેલા નજરે પડશે પણ કયા પુસ્તકમાંથી શું ઉતાર્યું તેની બરાબર નોંધ નહિ હોવાથી તે પ્રાર્થના કે અષ્ટકની નીચે તેના લેખકનું કે પુસ્તકનું નામ ટાંકવાનું બની શક્યું નથી, જેથી તે લેખકોની પહેલેથીજ ક્ષમા યાચી લઇએ તો તે અસ્થાને નહિ જ ગણાય.

આ પુસ્તકની અંદરના વિષયો એકથી વિશેષ વખત છપાઈ ગએલ છે તો પણ તેની સાથે કેટલુંક નવું વાંચન ઉમેરીને એકી સાથે એકજ પુસ્તકમાં, લગભગ ઘણોખરો સમાવેશ કરવાનો વિચાર થવાથી, તથા કેટલાક પૂજ્યનીય સંતો તથા માનનીય ગૃસ્થો તરફથી અમારા તે વિચારોને અનુમોદન મળવાથી આ પુસ્તક બહાર પાડેલ છે.

આ પુસ્તક છપાવવાનો અમારો મૂળ આશય ને દ્વારા સત્સંગી વર્ગની સેવા કરવાનો હોઈ તેની કિંમત જેમ બને તેમ ઓછી રાખવામાં આવેલ છે તેથી આ પુસ્તક દરેક સત્સંગી આ બાલ વૃદ્ધને જો ઉપયોગી થઇ પડશે તો અમારા થએલા પરિશ્રમને સફળ થએલો સમજીશું.

આ પુસ્તકની અંદર થએલી ભૂલો સુધારવાનો બનતો પ્રયાસ કર્યો છે તો પણ મતિદોષથી, દ્રષ્ટિદોષથી, કે મુદ્રણાલયના દોષથી,

અથવા સાહિત્ય પ્રદેશમાં અમારો આ પહેલવહેલો પ્રયાસ હોઇ. જે કાંઇ અશુદ્ધિ કે ભૂલો નજરે પડે તે સુજ્ઞ વાંચકે સુધારીને વાંચવા કૃપા કરવી.

છેવટે આ પુસ્તકના કેટલાંક વિષયો સંબંધી ગઢપુરવાળા શાસ્ત્રી **સચ્ચિદાનંદજી** તથા પુરાણી **વિશ્નુ પ્રિયાનંદજીએ** તથા **મી. ગીરધરલાલ લાલચંદ દાણીએ** અમોને વખતો વખત અગત્યની સુચનાઓ આપેલી છે તેથી તેમનો અમે અંતઃકરણપૂર્વક આભાર માની વિરમીએ છીએ.

| | |
|---|---|
| **બોટાદ**<br>**પ્રબોધિની એકાદશી**<br>**સંવત ૧૯૮૪.** | **ગોવિંદજી કલ્યાણજી પારેખ.**<br>**દલીચંદ મોતીચંદ કામદાર.** |

**નોટ :—**

**આ પુસ્તકની ઉપજ જ્ઞાનવૃધ્ધિના કાર્યમાં વાપરવાની હોઇ સત્સંગી વર્ગ તરફથી બહોળો ઉઠાવ પામે તો તે બચતમાંથી બીજા પુસ્તકો છપાવી જ્ઞાનનો બમણો લાભ પ્રાપ્ત કરી શકાય.**

॥ શ્રીજી ॥

# વિષયાનુક્રમણિકા.

## વંદન, વંદન, બહિર્લાપિકા



## પ્રાર્થના સંગ્રહ.

## સદ્‌ગુરૂની વાતો.

**વિષય** **પૃષ્ઠ.**

## પ્રભાતીયા



## ગોડી સંગ્રહ.



## કીર્તન સંગ્રહ.

| વિષય | પૃષ્ઠ. |
|---|---|
| શ્રીજી મહારાજ માંગુ ... ... ... ... | ૧૦૩ |
| રૂડા લાગો છો ... ... ... ... ... | ૧૦૪ |
| મેં નિરખ્યા શ્રી ગઢપુર ... ... ... ... | ૧૦૬ |
| કૃપાળુ તમે છો ... ... ... ... ... | ૧૦૭ |
| પધારો સહજાનંદ (પદ ૩) ... ... ... | ૧૦૮ |
| જાણો છો હરિ—અંતર્યામી ક્યાં જાશો. (પદ ૨) ... | ૧૧૦ |
| દુસરો કુન સુખદાઈ (પદ ૨) ... ... ... | ૧૧ |
| મારે મન વસ્યો છે (પદ ૨)—આલો વિશ્વ વિલાસી ... | ૧૧ |
| બોલો બોલો રે ... ... ... ... ... | ૧૧ |
| મલી બુટોરપુરની... ... ... ... ... | ૧૧ |
| મેં તો ગુન્હેગાર તેરા (પદ ૨) .. ... ... | ૧૧ |
| જાના હે નર જાના હે પદ ૪— દિન રાત પ્રભુકા—... | ૧૧ |
| એવો દિન ક્યારે... ... ... ... ... | ૧૧ |
| જનુનિ જીવો રે... ... ... ... ... | ૧૨ |
| સ્વપ્નુ સમજો રે પદ ૪ ... ... ... ... | ૧૨૧ |
| દિલ લગ્યા હમારા ... ... ... ... | ૧૨૭ |
| મેં હું આદિ અનાદિ—મુને સ્વપ્ને ન ગમે રે ... | ૧૨ |
| જંગલ વસાવ્યો ... ... ... ... ... | ૧૨ |
| હે હરિ હરિ—સંતો સાંભળો સાચી ... ... ... | ૧૨૬ |

---

શ્રીહરિજી

# અક્ષરાતીત પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન સહજાનંદજી મહારાજની

# ટુંક જીવન રેખા.

---

**पातु धर्ममधर्ममुत्खनीयतुं श्री भक्ति धर्मागतो;**
**जाता योत्तर कोशलेषु दयया सर्वेश्वरे शाश्वच ।**
**तृप्ति वाक्य सुधारसै र्निरधते नै जै र्निजानांमुहु;**
**स्तस्मै श्रीहरये नमोस्तु सहजानंदाय सद्वर्णिने ॥**

**અર્થ**:—ધર્મનું રક્ષણ કરવા માટે અને અધર્મનો વિનાશ કરવા માટે ઉત્તર કોશલ દેશમાં ભકિત અને ધર્મના ઉદર થકી સર્વોપરિ પરમાત્મા પ્રગટ થયા છે. જે પોતાના ભક્ત જનોને સદ્બોધરૂપી વચનામૃતનું પાન કરાવી તૃપ્તિ પમાડનારા અને વર્ણિવેષમાં રહેલા એવા શ્રી **સહજાનંદ** મહારાજ તેને હું નમસ્કાર કરૂં છું:—

જે મહાન વિભૂતિના પુનિત્ જીવન ચરિત્ર લખવાનો હું પ્રારંભ કરૂં છું તે કાર્ય મારી શક્તિ બહારનું છે. જેના અસંખ્ય નામાભિધાન આપવા જતાં એક મહાન કોશ ભરાય, જેના ગુણોનું વર્ણન શારદા નિરંતર લખ્યા કરે તો પણ જેનો પાર આવતો નથી, તે મહાન આત્માના જીવન વૃત્તાંત આલેખવાની આ લેખીનીમાં કયાંથી શકિત હોઇ શકે? તો પણ જે પ્રભાવશીલ ચારિત્ર્યની અસર મારા હૃદયપટ ઉપર એક અંશ જેટલી પણ થઇ છે અને જે કાંઇ શબ્દો મારા સ્મરણમાં કોતરાઇ રહેલા છે તેનું ટુંક વર્ણન અહિં આપવાનો મારો આ નમ્ર પ્રયાસ છે:—

ભગવાન **સહજાનંદ**ના અવતરણ વખતની ભારતવર્ષની સ્થિતિ તપાસતાં માલુમ પડે છે કે તે સમય ધર્મની ક્રાન્તિનો પ્રવર્ત્તતો હતો. કુસંગી અને હરામખોર માણસો પોતાની મરજી પ્રમાણે આચરણ કરી મોજ ઉડાવતા હતા, ધર્મને નામે ધુતી ખાનારાઓની સંખ્યા મોટા પ્રમાણમાં નીકળી પડી હતી. ખાસ કરીને ગુજરાત કાઠીયાવાડમાં રાજકીય, સામાજીક અને ધાર્મિક આંતરિક પરિસ્થિતિ ઘણીજ અશાંત હતી. જેને પરિણામે ચો તરફ અંધકારમય વાતાવરણ ફેલાયલું હતું એટલે દુષ્ટ લોકોને લુંટફાટ કરવામાં અને અનેક પ્રકારે સાધુજનોને હેરાન કરવામાં કોઈ રોકી શકનાર નહોતું. આવા અવરોધક કારણો દુર કરવા પ્રબળ આત્માના પ્રાદુર્ભાવની ઘણી જરૂર હતી. સમાજમાં પેઠેલી બદીઓને દુર કરવા અને મનુષ્ય જીવનને મૂર્છિત દશામાંથી ચેતનવંતુ બનાવવા માટે અમૃત પ્રવાહની અતિશય આવશ્યકતા હતી. ગીતાજીમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વમુખે ઉચ્ચારેલા શબ્દો છે કેઃ—

**यदा यदा हि धर्मस्य ग्लानि र्भवति भारत ।**
**अभ्युत्था नम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

**અર્થ**:—જે વખતે ભારતવર્ષમાં ધર્મની ગ્લાની પ્રવર્તે છે તે વખતે હું પોતે અધર્મનો ઉચ્છેદ કરવા માટે અવતાર ધારણ કરૂં છું.

સાધુજનોનું રક્ષણ કરવા, દુષ્ટજનોનો નાશ કરવા, અને સદ્ધર્મનું સ્થાપન કરવા માટે હું દરેક યુગમાં જન્મ લઉં છું.

ગીતાજીના આ શ્લોક અનુસાર હાલનો સમય ધર્મની ગ્લાનીનો હોઇ, પરમાત્માનો આવિર્ભાવ થવાની લોકો આતુરતાથી રાહ જોતા હતા. આજ સમયમાં આ અતિ ઉજ્જવલ સંપ્રદાયના આદિ સંસ્થાપક ઉદ્ધવાવતાર સ્વામી **રામાનંદજી** પોતાના **મુકતાનંદ** આદિ શિષ્યો સાથે પોતાના મતનો ફેલાવો કરવા માટે જોશભેર પ્રવૃત્તિ કરી રહ્યા હતા. લોકોને તેઓ એવો ઉપદેશ આપતા હતા કે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહેલું હતું કે જે વખતે દુનિયાના લોકો ધર્મથી રહિત, હલકા. પાપી, અને કુસંગી થશે અને મારા ભકતોને અનેક પ્રકારે પીડા કરશે તે વખતે હું પોતે પૃથ્વિ ઉપર ધર્મનું સ્થાપન કરવા, અધર્મનો ઉચ્છેદ કરવા અને અસંખ્ય જીવોને તારવા માટે અવતાર ધારણ કરીશ અને તે વખતે હું **"હરિકૃષ્ણ"** એવા નામે ઓળખાઇશ.

આ પ્રકારનો ઉપદેશ તેઓ આપતાં હતાં અને તેથી થોડાજ સમયમાં તે મહાન્ આત્માના અવતરણની ચોતરફ રાહ જોવાતી હતી. તેમની માન્યતા પ્રમાણે સરવાર દેશને વિષે છપૈયા નામે ગ્રામમાં શ્રી ધર્મદેવના ભુવનમાં સંવત ૧૮૩૭ ના ચૈત્ર સુદી નવમીની રાત્રીની દસ ઘડી વિત્યા પછી આ પવિત્ર સંપ્રદાયના સ્થાપક એકાંત્તિકધર્મના પ્રવર્ત્તક, કામ ક્રોધાદિક અંતઃશત્રુના હણનારા, આર્યવિભૂષણ ભગવાન **"સહજાનંદજી"** મહારાજનો જન્મ થયો.

તેમના પિતાનું નામ 'હરિપ્રસાદ' પાંડે કે 'ધર્મદેવ' અને માતાનું નામ 'પ્રેમવતી' કે 'ભકિતદેવી' હતું તેઓ ધર્મ અને ભકિતના સાક્ષાત્ અવતાર હતા અને જ્ઞાતિ સામવેદી સરવરીયા બ્રાહ્મણ હતા. તે સમયમાં તેઓની આર્થિક સ્થિતિ ઘણી નબળી હતી. **'સહજાનંદ'** મહારાજના જન્મ સમયે કેટલીક કૃત્યાઓ અને કાલિદત્ત નામના

શક્તિના ઉપાસકો મહારાજની અતિશય કાન્તિ જોઈ હરણ કરવા પ્રયત્ન કરેલા પણ તેમના મુખારવિંદની તેજસ્વીતાથી અંજાઇ નાશી ગયા હતા.

બાલ્યાવસ્થામાં **'સહજાનંદ'** સ્વામીને સૌકોઇ **'ઘનશ્યામ'** નામથી બોલાવતા હતા. જ્યારે તેઓ ત્રણ વર્ષના થયા ત્યારે તેમના પિતા અયોધ્યામાં આવી વસ્યા. ન્હાનપણથીજ **'ઘનશ્યામ'** ને તપ કરવાનો અને ઇંદ્રીયોને સંયમમાં રાખવાનો પ્રેમ હતો. અને વૈરાગ્ય પ્રત્યે તેમનો અસાધારણ ઉત્સાહ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. તેમની બાળલીલા ઉપરથીજ તેમના માતાપિતાએ અનુમાન કર્યું કે તેમનો પુત્ર ભવિષ્યમાં એક **આદર્શ મહાત્મા** નિવડશે.

આઠ વર્ષની વયે ઉપવિત સંસ્કાર થયા પછી એક ગુરૂકુળમાં રહી તેમણે સદ્ વિદ્યાની પ્રાપ્તિ કરી, અંહી રહી તેમણે પોતાના અસાધારણ બુદ્ધિબળથી સૌને આશ્ચર્ય ચકિત કરી મુકયા. સર્વ શાસ્ત્રનું રહસ્ય સ્વહસ્તેજ લખી એક 'જ્ઞાન ગુટકો' તેમણે તૈયાર કર્યો હતો. જે તે હંમેશા પોતાની સાથેજ રાખતા હતા.

**'ઘનશ્યામ'**ની લગભગ અગીયાર વર્ષની ઉમરે તેમના માતા પિતાનો અક્ષરવાસ થયો. આ બનાવથી બાળ **'ઘનશ્યામ'** ની છુપી તપઃપ્રિય વૃત્તિઓ એકદમ ઉદ્‌ભવી. મોટા ભાઇ વગેરે તેમનું પ્રેમપૂર્વક લાલનપાલન કરતાં હતા છતાં તેમને બાલ્યાવસ્થામાંજ આ ક્ષણભંગુર સંસાર ઉપર તિરસ્કાર છુટયો ને ત્યાગબુદ્ધિ ઉપજી. પોતાના ઉચ્ચ સંસ્કારોને લીધે તેમને કર્તવ્યભાન થઇ આવતાં તેમની પ્રવૃત્તિમાં મ્હોટા ફેરફારો થવા લાગ્યા. હવે તેમણે જીવનપર્યંત અષ્ટવિધ બ્રહ્મચર્ય પાળવા નિશ્ચય કર્યો. માતાપિતાના અવસાન પછી તેઓ

નિરંતર ઉદાસ રહેતા હતા. અને ગૃહત્યાગ કરવા બહુજ આતુર થઇ રહ્યા હતા. એક વખત તક મળતાં સંવત્ ૧૮૪૯ ના અષાઢ સુદી ૧૦ ને દીને બાર વર્ષના કીશોર **'ઘનશ્યા'**મે બટુક બ્રહ્મચારીનો વેશ ધારણ કરી ગૃહત્યાગ કરી તિર્થાટન કરવા પ્રયાણ કર્યું. હવે તેમને સૌકોઈ **'નીલકંઠ'** નામે ઓળખતા.

તે વખતે પોતે મહાન્ તપસ્વી અને સાક્ષાત્ યોગમુર્તિને શોભે તેવા વર્ણીવેશમાં હતા. શરિરે મૃગચર્મ ઓઢયું છે, એક હાથમાં પલાશનો દંડ ધારણ કર્યો છે, બીજા હાથમાં માળા, કંમડળ, ભિક્ષાપાત્ર અને જળગરણું રાખેલા છે, મુંજની મેખલાની કૌપીન ધારણ કરેલી છે, ખંભે યજ્ઞોપવિત શોભે છે. અને નિત્ય પાઠ કરવાનો ગુટકો કપડાંમાં બાંધી ખંભે લટકાવેલો છે. કંઠમાં તુલશીની બેવડી માળા બીરાજે છે, લલાટમાં ચાંદલાસહીત ઉર્ધ્વપુંડ્ર તિલક શોભે છે, અને મસ્તક ઉપર જટા વધારેલી છે. તેમના ચ્હેરાની લાવણ્યતા અને શરિરની સુંદરતા એવા અદ્ભૂત અને અલૌકિક હતા કે તેમના આ યોગીના વેશને પણ ઓર શોભાવતા હતા.

ઉપરોકત વેશમાં પોતે અયોધ્યાપુરીથી નીકળી સરયુ નદી ઉતરીને ઉત્તર દિશા તરફ હિમાલયમાં મુકતનાથ ક્ષેત્રમાં આવ્યા. ત્યાં કેટલોક વખત સૂર્યનું તપ કરીને પોતે દક્ષિણ દિશા તરફ આવ્યા. અહિં તેમને અષ્ટાંગ યોગ સિદ્ધ કરનાર ગોપાળ જોગીનો મેળાપ થયો. તેમની પાસે એક વર્ષ સુધી રહીને હઠયોગ શીખ્યા. ત્યાંથી નીલકંઠ મહારાજ બંગાળા તરફ પધાર્યા. બંગાળામાં તે વખતે જંત્રમંત્રનું તથા શ્રદ્ધાનું જોર વિશેષ જણાયું તેથી જુદે જુદે ઠેકાણે ઉપદેશ આપી તેનો પરાજય કરી મહારાજ જગન્નાથપુરી

આવ્યા. ત્યાંથી રામેશ્વર વગેરે ઠેકાણે યાત્રા કરી ફરતાં ફરતાં ગુજરાતમાં પર્યટન કરતાં માંગરોળ આવ્યા. ત્યાંથી સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદી ૬ ને દિને એ દિવ્ય **મૂર્તિનું** 'લોજ' પધારવું થયું. લોજની ભાગોળે એક વાવ પર પોતે ઉતર્યાં. અહીં સ્વામી 'રામાનંદજી'ના મુખ્ય શિષ્ય 'મુકતાનંદ' પચાસ સાધુના એક મંડળ સહિત રહેતા હતા. તેમાંના 'સુખાનંદ' નામના એક સાધુ વાવ ઉપર સ્નાનઅર્થે આવેલા તેમણે એ દિવ્યમુર્તિના દર્શનમાત્રથીજ શાન્તિ અનુભવી, અને અતિશય સ્નેહની લાગણીઓ અને પ્રબળ જીજ્ઞાસા થઇ આવતાં તેમણે 'નીલકંઠ' બ્રહ્મચારીનો વૃત્તાંત જાણવા યત્ન કર્યો અને તેમાં સફળતા થયા પછી તેમને સમજાવીને ગામમાં લઇ ગયા. સમસ્ત સંતમંડળ આ રમ્યમૂર્તિના દર્શનથી અતિ હર્ષ પામ્યું.

**'નીલકંઠ'** મહારાજ ૭ વર્ષ ૧ માસને ૧૧ દિવસ સુધી જંગલમાં તથા જુદા જુદા તીર્થોમાં વિચર્યા. આજ દિન સુધી વનમાં ફરીને તથા તપ કરીને તેમણે પોતાનો દેહ સુકવી નાંખ્યો હતો. તે વખતે તેમના દરેક અવયવો ચામડીને વળગી રહ્યા હતા. તો પણ તેમનો દિવ્ય ચહેરો અને મહાન તપસ્વીને છાજે તેવી અદ્‌ભુત સહનશકિત જોઇ સઉને આશ્ચર્ય થઈ આવ્યું. અત્યાર સુધીમાં તેઓ અષ્ટાંગ યોગ, યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ સાધી ચુકયા હતા. તેથી હવે અહીં સાધુમંડળને તથા બીજા લોકોને તે શીખવવાનું તેમણે શરૂ કર્યું, આ પ્રમાણે યોગનું મહાત્મ વધારી સૌને નિવૃત્તિપર કર્મયોગી બનાવ્યા. તે એટલે સુધી કે તેમના દર્શનાર્થે આવનાર પછી ભલે તેમનો ભકત હોય કે દુશ્મન હોય તો પણ માત્ર દૃષ્ટિ મેલાપથીજ તે સમાધિમાં ચાલ્યો જતો ને પોતાના ઇષ્ટદેવનું દર્શન કરતો. સમાધીમાં જૈન પોતાના તિર્થંકરને અને મુસલમાન પોતાના પયગમ્બરને

દેખતો. તે પ્રમાણે જુદાજુદા પંથના લોકો પોતાના ઇષ્ટ દેવને તે તે સ્વરૂપે જોતાં આથી સૌના હૃદય આકર્ષાયા અને તેમને માટે સઉના હૃદયમાં **પુજ્યબુદ્ધિ ઉપજી.**

મહારાજના આગમન પહેલાં અહીં સ્વામી **'રામાનંદ'** વિગેરે એકજ સભામાં સ્ત્રી પુરૂષોને એકઠાં કરી સદ્‌બોધ આપતા હતા તે **'નીલકંઠ'**ને નહિ રૂચવાથી તેમજ સ્ત્રી પુરૂષોનું આવું સંમેલન સાધુ સંતના બ્રહ્મચર્યમાં વિક્ષેપ નાખનારૂં છે એવો તેમનો અસરકારક અને સચોટ ઉપદેશ થવાથી દેવમંદીરોમાં સ્ત્રી પુરૂષોની જુદી જુદી સભા થવાનો નિયમ બંધાયો અને તરતજ સ્ત્રી પુરૂષો જુદા જુદા મંદિરો બંધાવવાનો નિયમ થયો હજુ પણ આ નિયમ બહુજ સખ્ત રીતે પાળવામાં આવે છે.

જે બ્રહ્મચર્યની પ્રણાલીકા આજ સેંકડો વર્ષ થયા નાશ પામી હતી તે પ્રથમ પોતે અમલમાં લાવી પોતાના સંપ્રદાયમાં **'નીલકંઠે'** પ્રવર્તાવી. અત્યાર સુધીમાં ઘણાએ ધર્મસ્થાપકો થઈ ગયા પણ બ્રહ્મચર્યનો મહિમાં વધારનાર **'સહજાનંદજી** મહારાજ' સિવાય કોઇ જાણવામાં આવ્યું નથી. અને જો આપણો સંપ્રદાય સર્વોત્તમ મનાતો હોય તો તેનીએ ઉત્કૃષ્ટતા બ્રહ્મચર્યની પ્રણાલીકાનેજ આભારી છે તેમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી.

અહીં (લોજમાં) **'નીલકંઠ'** નું આગમન થયું ત્યારે ગુરૂવર્ય સ્વામી શ્રી **'રામાનંદજી'** કચ્છ દેશની રાજધાની 'ભુજમાં' સત્સંગ પ્રવર્તાવતા હતા. અહીં તેમને **'મુકતાનંદ'** સ્વામીએ **નીલકંઠ'**ના અનેક સદ્‌ગુણો લખી જણાવ્યા જે ઉપરથી સ્વામી સમજી ગયા કે જે મહાન પિતાની ચોતરફ આતુર નયને રાહ જોવાય છે તેનો હવે ટુંક સમયમાંજ મેળાપ થશે. તરતજ પોતે કાઠીયાવાડમાં

પધાર્યા. અને 'પીપલાણા' ગ્રામમાં આવી **'નીલકંઠ'** વર્ણિને સંવત ૧૮૫૭ ના કારતક સુદ એકાદશીના દિવસે વેદોકત વિધી પ્રમાણે ઉનડ રાજાને ઘેર મહા દિક્ષા આપી. અને સ્વામી **'સહજાનંદ'** અથવા **'નારાયણ મુની'** એવા બે નામ પડયા તે પછી બરોબર એક વર્ષ પછી 'નીલકંઠ' બ્રહ્મચારીનું સર્વોત્તમ ચારિત્ર્ય અને પ્રભુતા જોઇ 'જેતલપુર'માં પોતાની ગાદીની ધુરા સોંપી.

આ પ્રસંગને થોડા દિવસો વિત્યા પછી એટલે સંવત ૧૮૫૮ ના માગશર સુદ ૧૩ ને દિને સ્વામી **રામાનંદજી** ફણેણી ગ્રામમાં અક્ષરવાસી થયા.

આ પ્રમાણે માત્ર વીસ વર્ષની કિશોર વયે સહજાનંદ સ્વામી એક મોટી ગાદીના આચાર્ય થયા. હવે તેમણે પોતાનો પ્રભાવ જનસમાજને દર્શાવવાનું શરૂ કર્યું. પ્રથમ પોતાના સાધુના જુદા જુદા મંડળો સ્થાપી દરેકને જુદા જુદા દેશમાં ઉપદેશ કરવા મોકલ્યા. પોતે પણ એક મંડળ લઇને કચ્છ તરફ ગયા. પ્રથમ હિન્દુ ધર્મમાંથી સાંખ્ય શાસ્ત્ર અને યોગશાસ્ત્રના મૂળ તત્વો સમજાવવા લાગ્યા. આથી જનસમાજનું લક્ષ વિદ્યા અભ્યાસ તરફ વળ્યું ને વિદ્યાનો પણ પુનરોદ્ધાર થયો. આ અરસામાં ધર્મ સંબંધે ઘણા મતભેદો હતા. લોકોને ધર્મના નામે ધુતી ખાનારાની સંખ્યા વધી પડી હતી. તેમના તથા શુષ્ક વેદાંતિના મતનું ખંડન કરવામાં અને સનાતન અને સત્ય ધર્મનું મંડન કરવામાં **'સહજાનંદજી'** મહારાજે પોતાની વિદ્વતાનો ઉપયોગ કર્યો. આવા ધર્મવાદ સ્થળે સ્થળે થતાં હતાં, અને તેમાં મહારાજનેજ વિજય મળતો હતો. જનસમાજમાં પણ હવે જાગૃતિ આવી હવે તેઓ સત્ય સમજવા લાગ્યા. એટલુંજ નહિ પણ પોતાને સન્માર્ગ દર્શાવનાર મહારાજ

**સહજાનંદજી**'નાજ અનુયાયી થઈ તેમનેજ ઇશ્વર તરીકે ઉપાસવા લાગ્યા. જેમ જેમ તે પોતાનું ઐશ્વર્ય દર્શાવતા ગયા તેમ તેમ તેમના સંપ્રદાયનો વિસ્તાર વધતો ગયો તે એટલે સુધી કે અત્યારે લગભગ સાત લાખ મનુષ્યો.–સ્ત્રી પુરૂષોના હૃદયમંદિરમાં તેઓ ઇશ્વર તરીકે પૂજાય છે. એક ઉચ્ચ બ્રાહ્મણથી લઇને એક અંત્યજ સુધીની જ્ઞાતિમાં તેમના અનુયાયીઓ મળી આવે છે. આ ઉપરથી તેમના અદભુત ઐશ્વર્યનો સહજ ખ્યાલ આવી શકશે.

તેમના જીવન યજ્ઞમાં અનેક સ્ત્રી પુરૂષો, બ્રાહ્મણ, વાણીયા, દરજી, સુતાર, કણબી, પાટીદાર, કાઠી અને ગરાસીઆઓએ પોતાના જાનમાલની કે પોતાનું ભવિષ્યમાં શું થશે તેની જરા પણ દરકાર નહીં કરતાં પોતાનું સર્વસ્વ હોમી જીવનની પણ આહુતીઓ આપી. અનેક સ્ત્રી પુરૂષો સંસાર ત્યાગ કરી શ્રીજીની સેવા પરાયણ રહેવામાં પોતાનું જીવતર ધન્ય સમજવા લાગ્યા.

સંતશિરોમણીસમા, ગુણવંત, ગુણના ભંડાર, મહા વિદ્વાન મુની **મુકતાનંદ સ્વામી**, યોગીયોમાં પ્રાધાન્યપદ મેળવનાર મુની **ગોપાળાનંદ સ્વામી**, અનેક વિદ્વાનોની સભાના વિજેતા પ્રખર શાસ્ત્રાભ્યાસી મુની **નિત્યાનંદ સ્વામી**, **બ્રહ્માનંદ પ્રેમાનંદ** આદિ સખા અને કવિવરો, **મુકુંદાનંદ** આદિક નૈષ્ટિક બ્રહ્મચારી અને દાદા ખાચર જેવા ભકત શિરોમણી જેની આજ્ઞામાં અને સેવામાં તત્પર રહેવા નિશદિન ઝંખના રાખે અને જેમના ચરણની રજ મેળવવામાં પોતાને ભાગ્યશાળી અને કૃતાર્થ સમજે તેવા આ સ્વયં પુરૂષોત્તમ ભગવાનના આવિર્ભાવ આ પૃથ્વિ ઉપર થવામાં કોને શંકા રહે?

શાસ્ત્ર માન્યતા એવા પ્રકારની હોય છે કે મોટે ભાગે પરમાત્માના અવતાર આ પૃથ્વિ ઉપર રાજા અથવા સાધુરૂપે હોય છે

અથવા થાય છે. ભગવાન **રામચંદ્ર** અને **શ્રી કૃષ્ણ** આદિ અવતારો રાજારૂપે હતા. જ્યારે ભગવાન **'સહજાનંદ'** સાધુરૂપે જગતમાં વિચર્યા હતા. રાજારૂપે ભગવદાવતારની લીલાઓ આકર્ષક હોઈ સામાન્ય જનતા ઉપર એક દમ અસર કરે છે. જ્યારે સાધુરૂપે પ્રભુના આવિર્ભાવની સમજણ તો પુર્વ જન્મના મુમુક્ષુ અને સંસ્કારી જીવોનેજ પડે છે. **રામચંદ્ર** અને **શ્રી કૃષ્ણ**ની કોઇ પ્રવૃત્તિ જગતના નર પિશાચો અને અસુરોનો સંહાર કરવાની હતી. જ્યારે ભગવાન **'સહજાનંદ'**ની કાર્ય પ્રવૃત્તિ પ્રત્યેક માનવ હૃદયમાં જડ ઘાલી બેઠેલા કામ ક્રોધ, લોભ, મોહ આદિ અંતઃશત્રુઓને સંહારવાની હતી અને તેમ કરી લોકોને સચ્ચારિત્ર્યશીલ બનાવી નિતિ અને ન્યાયને પંથે દોરવાની હતી. આ ઉપરથીજ ભગવાન **'સહજાનંદ'**નો અવતાર સર્વોપરિ માની લેવામાં કોઇ પણ જાતની શંકાને સ્થાન નથીજ.

જે વખતે કેટલાક સંતો અને ભકતો મહારાજને પરમાત્મા તરીકે પૂજવા લાગ્યા તે વખતે મહારાજે કહ્યું કે 'તમે શા આધારે અમને પરમેશ્વર તરીકે ઉપાસો છો ? બીજા અવતારોની પેઠે અમે પરાક્રમો કર્યા નથી, અમે સમુદ્ર ઉપર પાજ બાંધી નથી કે નથી દશાસન કહેતા દશ છે મુખ જેને એવો રાવણ માર્યો અથવા તેનો પરાજય કર્યો નથી અમે કંસને માર્યો કે નથી હિરણ્યકશ્યપુને ચિર્યો છતાં તમે અમારામાં સી પ્રભુતા જોઇ ગયા ?" જવાબમાં તેમણે કહ્યું કે "મહારાજ ! તમે સમુદ્ર ઉપર પાજ નથી બાંધી પણ તમે ભવસાગર અને અક્ષર વચ્ચે સડક બાંધેલી છે. માયીક રાક્ષસોને આપે નથી સંહાર્યા પણ અમારા અંતઃશત્રુ કામ, ક્રોધ, લોભ, ઇર્ષાદિ દુર્ગુણોને આપે મૂળમાંથી ઉખેડી નાંખ્યા છે એટલા માટે અમે તમને અમારા હૃદયના નાથ અને શિરના તાજ તરીકે પીછાનીએ છીએ." કોઇ કોઇ વખતે મહારાજે વાર્તા પ્રસંગમાં પણ કહ્યું છે કે

"અમેજ તમારા ઇષ્ટ દેવ અને ઉપાસ્ય છીએ અને અક્ષરરૂપ જે તેજ તેની અંદર વિરાજતી જે અલૌકિક મૂર્તિ તે પણ અમેજ છીએ." સાક્ષાત્ પુરૂષોત્તમ નારાયણના મુખમાંથી ઉચ્ચરાયેલા આ શબ્દો અસત્ય અને કૃત્રિમ છે તેવું તો કોઇ હિણભાગીજ સમજે.

**'સહજાનંદજી'** મહારાજ સંવત ૧૮૩૭ના ચૈત્ર સુદ ૯ની રાત્રે પ્રગટ થયા ત્યાર પછી ૧૧ વર્ષ ૩ માસ ૧ દિવસ સુધી પોતાના માતા પિતાને સુખ દેવાને અર્થે તેમની સમીપે રહ્યા. સંવત ૧૮૪૯ ના અષાઢ સુદ ૧૦ ને દિને વનમાં પધાર્યા અને તીર્થાદિકમાં વિચર્યા. સંવત ૧૮૫૭ ના કારતક સુદ ૧૧ દિને શ્રી પીપળાણામાં સ્વામી **'રામાનંદજી'** થકી મહા દિક્ષાને પામ્યા ૨૮ વર્ષ ૫ માસ ૨૭ દિવસ સુધી સત્સંગમાં વિચર્યા ને અધર્મ અને અસુરોનો નાશ કરીને એકાંતિક ધર્મનું સ્થાપન કરવા સતત્ પરિશ્રમ લીધો. સંવત ૧૮૮૬ ના જેઠ સુદ ૧૦ ને દિને પોતાની ઇચ્છાએ કરીને શ્રી ગઢપુર મધ્યે અંતર્ધ્યાન થઇને સર્વ થકી પર એવું પોતાનું બ્રહ્મપુર નામે ધામ તેને વિષે પધાર્યા. શ્રીજી મહારાજ ૪૯ વર્ષ ૨ માસ ૧ દિવસ આ પૃથ્વિ ઉપર વિચર્યા. આટલી ટુંક મુદતમાં તેમણે એક વિશાળ સંપ્રદાય સ્થાપિને અસંખ્ય જીવોનો ઉદ્ધાર કર્યો.

જે વખતે **'સહજાનંદજી'** મહારાજ આ પૃથ્વિ ઉપરથી અંતર્ધ્યાન થઇ સ્વધામમાં પધારવાની તૈયારી કરી તે વખતે પાસે બેઠેલા સંતો તથા હરિભક્તોએ અતિ ગદ્ગદ થઇને હાથ જોડીને

અતિ દિન ભાવથી પ્રાર્થના કરીને કહ્યું કે:—

**"હે મહા રાજ** ! આપના સ્વધામ પધારવાથી અમે અહીં શી રીતે રહી શકીશું ? આપ અમારા જીવના જીવન છો, અમારા પાલ-

નહાર છો, પહેલાં અમૃતનો સ્વાદ ચખાડીને હવે ઝેર શા માટે પાઓ છો ? **હે મહારાજ** ! હવે માફ કરો, અમારા ઉપર દયા કરી અમારી સમીપમાંજ રહો: તમારા વિના જગતમાં રહેવું તેના કરતાં મરવું વધારે સારૂં છે. **હે મહારાજ** ! જો તમે સ્વધામમાં પધારશો તો પાછળ અમે ઝુરી ઝુરીને મરશું. **હે મહારાજ** ! પાણી વિના માછલી જેમ તરફડીયા મારી મરી જાય છે, પતિ વિના સતીના દીવસો પસાર થતાં નથી, ચંદ્ર વિના ચકોરની જેવી સ્થિતિ થાય છે, આંખ વિના આંધળા માણસને જેમ કયાંઇ સુખ થતું નથી જેમ ચક્રવર્તી રાજાનો એકનો એક દીકરો મરણ પામવાથી મહાવ્યથા થાય છે, તરસ્યો માણસ પાણી વિનાની નદીને જોઇને જેમ હતાશ થઇ જાય છે, સૂર્ય વિનાનો દિવસ જેવો અંધકારમય લાગે છે, તેમજ અને તેવીજ સ્થિતિ આપના પધારવાથી અમારા સઉની થશે. માટે **હે મહારાજ** ! અમારા ઉપર કરૂણા કરો, શરણે આવેલાને આપ તરછોડીને ન પધારો અથવા આપની સાથેજ અમને લઇ જઈ વિરહ વેદનામાંથી મુકત કરો. હવે તેથી વિશેષ શું કહીયે ?"

આ સાંભળી મહારાજે જવાબ આપ્યો જે :—

"હે મારા હૃદયમાં સ્થાન પામેલા વ્હાલા સંતો તથા હરિભકતો! તમારી પ્રાર્થનાથી હું ઘણો સંતુષ્ટ થયો છું. પણ અહીંનું સર્વ કાર્ય પુરૂં થયું છે, દેશદેશાવરમાં સત્સંગ સારી રીતે પ્રવર્ત્તાવ્યો છે. તમારા માટે મંદિરો તથા ઉપદેશ દેવા માટે સંતો કર્યા છે. લોકોને ધ્યાન, ધારણા આદિ શીખવી સત્પંથે દોર્યા છે માટે હવે મારૂં કાર્ય પુરૂં થઇ ગયું છે. વળી મંદિરોમાં મારી જે મૂર્તિઓ છે તેમાં હું અખંડ રહેલો છું તેમજ મારી શિક્ષાપત્રીને ઉપદેશક તરીકે મારી મૂર્તિજ સમજીને તે પ્રમાણેજ વર્તજો. તે પ્રમાણે જે વર્તશે તેની ઉપર અમારે ઘણું હેત રહેશે, તેથી વિરૂધ્ધ વર્તી અમારી

આજ્ઞા લોપી અમારી પાછળ આત્મઘાત કરશે તેના ઉપર અમને અતિ અણગમો થશે. વળી થોડા વખત પછી હું તમોને મારી પાસેજ તેડાવી લઇશ. આ પ્રમાણે આજ્ઞા કરી **મહારાજ** સ્વધામ પધાર્યા. સંત હરિજનોના મન અતિ ઉદાસ થઈ ગયા. સર્વત્ર શોક, દિલગીરી ને અંધકાર છવાઇ ગયો. આ ઉપરથીજ જોઇ શકાશે કેઃ– "**સહજાનંદજી**" મહારાજની હૈયાતીમાંજ તેમના દિવ્ય ચરિત્રો તથા અદ્‌ભુત સામર્થ્ય વિગેરે જોઇ સૌએ તેમને પ્રભુ તરીકે પૂજ્યા હતા.

'**સહજાનંદજી**' મહારાજની ઉંચાઇ સવા ચોસઠ તસુની હતી. રંગે સ્હેજ શ્યામ પણ અતિશય તેજસ્વી, બાંધો મધ્યમ અને શરીરે તીલ ઘણા હતા. સ્વભાવ, વૈરાગ્ય અને તપપ્રિય, વનમાં ફરવું, તપ કરવું, અને પરિગ્રહ રાખવો તે તેમને બહુ ગમતું. તેમનામાં દયા અને પ્રેમાધિન પણું વિશેષ હતું પણ ભક્તોનો દ્રોહ કરનાર ઉપર અતિશય અભાવ રહેતો. તેમનો ભક્તિભાવ બહુ ઉચ્ચ પ્રતિનો હતો. અન્ય સાધુ બાવાઓની માફક ભુખના દુઃખથી કે પ્રપંચ કરવા તેઓ તીર્થાટને નોતા નીકળ્યા પણ જ્યાં જ્યાં તેઓ વિચર્યા ત્યાં ત્યાં બહુ અસરકારક ભાષામાં સનાતન ધર્મનો બોધ આપતા હતા. સાધુઓને તેમનો ધર્મ સમજાવી ભક્તિમાર્ગમાં યોજતા હતા. અને ગ્રહસ્થોને ધુતારાની પ્રપંચ જાળમાં નહીં ફસાતાં સદ્ધર્મનું રક્ષણ કરવાને સમજાવતા હતા. તેમની તેજપુર્ણ રમ્ય મૂર્તિની પ્રખર પ્રતિભા, આત્માની પવિત્રતા, અદ્‌ભુત યોગબળ અને સૂક્ષ્મ તત્વજ્ઞાન સર્વને સંતોષાનંદ આપવાને સંપુર્ણ સમર્થ હતા. પ્રાણી માત્રનું કલ્યાણ સાધવું એ તેમણે પોતાનો જીવન મંત્ર માની લીધો હતો. અને તદનુસાર તેમનું વર્તન હતું. તેમનામાં વિવેકયુકત નિશ્ચય બુદ્ધિ હતી અને તેમની ત્યાગ અને યોગ બુદ્ધિ નહિ ધારેલી સૂક્ષ્મ હતી.

તેઓ એક અપ્રતિમ સંસ્થાપક અને સાક્ષાત્ દયાની મૂર્તિ હતા. તેમના નેણમાંથી અખંડ પ્રેમ પ્રવાહ વહ્યો જતો હતો. એક બાજુએ પોતાના ભકતોને કડક નિયમ પળાવી કસોટી કરતા. બીજી બાજુએ તેમને લાડ લડાવવામાં પણ કચાસ ન્હોતા રાખતા. ચારિત્ર્ય વિનાના ગમે તેવા વિદ્વાન ઉપર પણ તેમને ઘણો અણગમો હતો. ક્રોધી, માની, અને ઇર્ષાળુ ભકતો પ્રત્યે તેમને તિરસ્કાર છુટતો અને કામી પુરૂષોનો તો કદિ વિશ્વાસ ન્હોતા કરતાં. પોતાનું બુરૂં કરનારને પણ તેઓ કૃપા દષ્ટિએ જોતાં. દરેકના હૃદયમાં પરમેશ્વર બિરાજે છે તેવું તે કદિ ભુલતા નહોતા. નાનું બાળક પણ કદાચ નારાજ થઇ ગયું હોય તો તેને રાજી કર્યેજ પોતાને કળ વળતી. નૈતિક બ્રહ્મચર્ય પાળવા પળાવવામાં પોતે ઘણા કડક હતા. દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી વ્યભિચાર ન કરવો, કોઇ પણ દેવની નિંદા ન કરવી તેમજ આત્મઘાત પણ આપત્કાળે ન કરવો વિગેરે તેમનો ઉપદેશ હતો.

તેમની લીલા. તેમનો ઉપદેશ અને વાણીની મધુરતા એટલા બધા રસિક અદ્‌ભુત, અને અગમ્ય હતા કે તેમની હયાતી પછી પણ અન્ય ધર્મીઓ તેમની મુકતકંઠ પ્રસંસા કરી કથી રહ્યા છે **"ખરેખર સહજાનંદજી એક મહાન મહાત્મા હતા." इतिशम्.**

**હરીચંદ મોતીચંદ** કામદાર (બોટાદ.)

—(०)—

## વંદન.

શ્રી સહજાનંદ કૃષ્ણહરિ, હરિકૃષ્ણ ઘનશ્યામ,
નારાયણ મુનિ ધર્મ સુત, **નીલકંઠ** જેહી નામ.
શોભા સાગર સુખ કરન, હરન ત્રાસ ભવફંદ,
શુભદાયક અશરન શરન, શ્રીહરિ **સહજાનંદ**.
તિનકે ચરન સરોજકું, વંદુ વારમવાર,
દયા ધાર મમ ઉર દિયો, વિમલ વિવેક વિચાર.

## વદન.

વંદુ મુનિવર **મુકત**, અમિત સૌજન્ય ગુણાકર
વંદુ મુનિ ગોપાલ, વિમલ સતસંગ સુધાકર
વંદુ નિત્યાનંદ, પ્રખર સત્યશાસ્ત્ર પ્રભાકર
વંદુ બ્રહ્માનંદ, મહાયતિ કાવ્ય—કલાધર
સાધુતાના ગૃહસમા વંદુ શુકમુનિ શાંતને
વારંવાર સદ્‌ગુરૂ સ્તવું, હશે અનાદિ ધ્વાંતને.

## બહિર્લાપિકા.

છે આવે શરણે શું ? નામ વદીએ, શું હોય સુકામમાં ?
સારૂં અંગ કીયું ? શું નામ શિશુઓ શિખેજ જે ધામમાં ?
પામે મોહ મનુષ્ય નામ સમજે ? કો રાય પાસે વસે ?
આ પ્રશ્નોત્તર મધ્ય વર્ણ મુજને આનંદદાતા થશે.

| | | |
|---|---|---|
| આ | શ્રી | ત |
| વિ | ઘ | ન |
| આ | न | ન |
| નિ | शा | લ |
| કા | म | ણ |
| વ | जी | ર |

श्रीहरि कृष्णाय नमोनमः

---

# । मंगलाचरण ।

**पातुं धर्ममधर्म मुत्खनयितुं श्री भक्ति धर्मांगतो**
**जातोयोत्तर कोशलपुदयया सर्वेश्वरे शायच।**
**तृप्ति वाक्य सुधारसैर्विदधते नैजैर्निजानां मुहुः**
**तस्मै श्रीहरये. नमो ऽअस्तु सहजानंदाय सद्वर्णिने ॥**

**અર્થ**—ધર્મને રક્ષણ કરવાને અર્થે અને અધર્મને ઉચ્છેદ કરવાને અર્થે ઉત્તર કોશલ દેશમાં દયાએ કરીને શ્રી ભકિત માતા અને ધર્મ પોતાના અંગથી, શ્રી સહજાનંદજી મહારાજ પ્રગટ થયેલા છે તે પોતાના ભકતોને પોતાના વાકયરૂપી અમૃત રસે કરીને તૃપ્તિને કરે છે સર્વ દેવોના સ્વામિ એવા રૂડા બ્રહ્મચર્યવૃતિવાલા અને પ્રથમ કહ્યા એવા જે **શ્રીહરિ સહજાનંદ** સ્વામિ તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું.

**वर्णि वेष रमणीय दर्शनं मंद हास रुचि राननाम्बुजम्**
**पूजितं सुरनरो त्तमैर्मुदा धर्मनंदनमहं विचिन्तये ।**

**અર્થ**:—નૈષ્ટિક બ્રહ્મચારીના વેષને સમાન વેષથી રમણીય દર્શન જેમનું છે એવા મંદ મંદ સ્મિત વડે અતિ સુંદર મુખારવિંદ જેમનું છે એવા, એ ઉત્તમોત્તમ દેવો અને મનુષ્યોએ અતિ હર્ષથી સુગંધિમાન ચંદન પુષ્પ આદિ રૂપ દ્રવ્યોએ કરીને પુજન કરેલા શ્રી ધર્મ દેવતા આનંદ ઉપજાવનાર પુત્ર શ્રીહરિનું હું ધ્યાન કરૂં છું.

**ज्ञानेन धर्मेण युतां विरक्त्या**
**माहात्म्य बोधन जयो निजस्य।**
**प्रवर्त्तयामास भुवि स्व भक्तिं**
**स श्रीहरिर्नो स्तु मति प्रदाता ॥**

**અર્થ:—**પોતાના જ્ઞાને કરીને ધર્મે કરીને, વૈરાગ્યે કરીને અને મહાત્મ બોધે કરીને મળેલી એવી પોતાની ભક્તિને પૃથ્વિને વિષે **શ્રી સહજાનંદ સ્વામી** જે તે પ્રવર્ત્તાવતા હતા, તે શ્રીહરિ એવા જે **સહજાનંદ સ્વામી** અમને રૂડી બુદ્ધિને આપવાવાલા હો.

## ઉપજાતિ વૃત્તમ

બ્રાહ્મમુહુર્તે શયનં વિહાય, નિજ સ્વરૂપંહૃદિ ચિન્ત યિત્વા
સ્નાનં વિશુદ્ધં પ્રચુરાભિરભ્દિ: **શ્રી નિલકંઠ** હૃદિ ચિન્તયામિ ૧
શ્વેતંચ સૂક્ષ્મં પરિધાય વાસ:, સિતં દ્વિતિયં વસનં વસિત્વા
ચતુષ્કપીઠ ધ્રુતમુત્તરન્તં, **શ્રી નીલકંઠ:**.............. ૨
આશ્રુપ વિસ્થામલ નૈજપીઠે, વિધાયસ નૈષ્ટિક કર્મ નિત્યમ્
નારાયણં માલિકયાસ્મરનીં **શ્રી નીલકંઠં**... ... ... ... ૩
સુગન્ધિના કેસર ચંદનેન, સન્મલ્લિકા ચમ્પક પુષ્પ હારૈ:
સમ્પૂજ્યમાનં નિજભક્તવર્યૈ:; **શ્રી નીલકંઠં**. ........ ૪
કર્ણેદધાનં કુસુમાવતંસં, શિર:પટે કૌસુમ શેખરાલિમ્
કંઠેચ નાનાવિધ પુષ્પહારાન્ **શ્રી નીલકંઠં**.... ... ...... ૫
ભક્ષ્યૈશ્ચ ભોજ્યૈ: સહલેહ્ય ચોષ્યૈ: દૃષ્ટ્વા પુરો ભોજન ભાજનંચ
પૂરીમખન્તંચસ સૂપ ભકતં **શ્રી નીલકંઠં**... ... ... ... ૬

ભક્તરને કૈમુનિ ભિર્ગહરથૈ: વૃતસંભાયાં ભગણૈરિવેન્દુમ્
સહાસ વક્રામ્બુજ ચારૂનેત્રં **શ્રી નીલકંઠં** ........... ૭

નિ:સીમ કારૂણ્ય સુધામયેન, વિલોકનેનાતિમુદા સ્વભક્તમ્
બધ્ધાંજલિં દીનમવેક્ષમાણું, **શ્રી નીલકંઠં** ... ...... ૮

## વસન્ત તિલકાવૃત્તમ્.

પ્રાત:સ્મરામિ હરિકૃષ્ણ મુખારવિંદ
બિમ્બાધરં સ્મિત સુધાહ્રત વિશ્વતાપમ્
કારૂણ્ય પૂર્ણનયનં શુભ નાસિકા દ્વયં
પુણ્યઢ્રાઢ્ય ભાલ મવંતસલ સત્કપોલમ્ ૧

પ્રાત:શ્રયે વૃષ જનેભુંજ દંડ યુગ્મં
સંસાર સિન્ધુ પતિતા શ્રયણીયમેકમ્
આજાનુ લમ્બિત વરાભયદં મનોજ્ઞં
સંસ્થાપકં સ્વસુનયોશ્વ નિજાકૃતિનામ્ ૨

પ્રાતર્નમામિ હરિકૃષ્ણ પદારવિન્દે
તીર્થા કૃતા વનિતલેઽઘ દયા વધાર્યે
વજ્રાંકુશ ધ્વજયવામ્બર ગોષ્પદોર્ધ્વ
રેખાંકિતે નખવિધુક્ષત હૃદ ગતાન્ધે ૩

પ્રાત:શિખાની હરિકૃષ્ણ તનુંધનાભાં
ધ્યાયામિ સજ્જન સભાંતર રાજમાનામ્
સપ્રાન્ત શેખર શિર: પટમાલ્હાનાં
શ્રી વત્સ કૌસ્તુભ સિતામ્બર ભૂષણાઢયામ્ ૪

## "આહ્વાહન મંત્ર."

ઉતિષ્ઠોતિષ્ઠ ગોવિંદ ઉતિષ્ઠ ગરૂડ ધ્વજ
ઉતિષ્ઠ કમલા કાન્ત ત્રિલોકે મંગલ કુરૂ,
આગચ્છ ભગવન્ દેવ સ્વસ્થાનાત્પરમેશ્વર
અહં પુજાં કરિષ્યામિ સદાત્વં સન્મુખોભવ.
મંગલં ભગવાન્ વિષ્ણુઃ મંગલં ગરૂડ ધ્વજઃ
મંગલં પુણ્ડ રીકાક્ષોઃ મંગલાયતનો હરિઃ!

## "વિસર્જન મંત્ર"

સ્વસ્થાનં ગચ્છ દેવેશ પુજા માદાય મામકીમ્
ઇષ્ટ કામ પ્રસિધ્યર્થં પુનરાગ મનાયચ ॥

## "પ્રાતઃકાલની પ્રાર્થના."

હે જગદીશ્વર ! હે અન્તર્યામીન્ ! હે અનંતકોટી બ્રહ્માંડના પતી! હે પ્રગટ પુરૂષોત્તમ **શ્રીહરિ કૃષ્ણ મહારાજ!** હે કરૂણાનિધાન ! હે પરમાત્મન્ ! આપને હજારો વાર નમસ્કાર છે. ગત્ રાત્રીમાં મારાથી અને મારા મન, વાણી, દેહ અને ઇન્દ્રિયોથી, જે કાંઇ અપરાધો જાણતાં અજાણતાં, સ્વપ્નાવસ્થામાં કે તંદ્રામાં થયા હોય તે સર્વ ક્ષમા કરજો, અને જે વડે ફરીથી હું પાપકર્મમાં પ્રવૃત ન થાઉં એવી શક્તિ આપજો.

મારા સઘળાં અંગ, પુષ્ટ અને બળવાન બનો, મારૂં શરિર તેજસ્વી થાઓ, મારી વાણી મધુર ભાષિણી બનો, આ હાથ હંમેશાં આપની સેવામાં તત્પર રહો, આ શરિર હંમેશાં આપના ભક્તોના સંગમાં અને સેવામાં રહો, આ પગ કદિ પણ અયોગ્ય અને અપવિત્ર સ્થાન

તરફ ન વળો, આ જીભ હંમેશાં આપનું પવિત્ર યશોગાન કરો, આ કાન આપના ગુણાનુવાદોનેજ શ્રવણ કરો, આ ચિત્ત સદા આપમાંજ આસક્ત બનો, અને મારી સંસાર યાત્રા પણ હે પ્રભુ! આપનાંજ પ્રિત્યર્થ હો.

## "સાયંકાળની પ્રાર્થના."

હે જગદીશ્વર! હે દેવાધિદેવ! હે જગતના આદીકરણ! હે દીન બંન્ધો! હે ભક્તવત્સલ! હે ત્રૈલોકયના નાથ! હે અશરણના શરણ! કામ, ક્રોધ, ભય, લોભ નિવારણ! કાળ, માયા, પાશ મોચક હે ભવસાગર તારક **પ્રભુ!** આપને મારા હજારોવાર પ્રણામ છે. આપજ મારા માતા છો, આપજ મારા પીતા છો, આપજ મારા બંધુ છો, આપજ મારા સખા છો, આપજ મારા ગુરૂ છો, મારી વિદ્યા પણ આપજ છો, આપજ મારૂં સર્વસ્વ છો. અખીલ બ્રહ્માંડમાં મારી પ્રિયમાં પ્રીય વસ્તુ પણ આપજ છો.

આખા દીવસની અંદર મારાથી તેમજ મારા મન, વાણી, શરીર આદિથી જે કાંઇ અપરાધ થયા હોય તે સર્વ મને ક્ષમા કરો. મારાથી જ્યાં જ્યાં આપની આજ્ઞાનું ઉલ્લંઘન થયું હોય તેને હે દયાનિધી! ક્ષમા કરો--ક્ષમા કરો.

અખીલ રાત્રીમાં આપની કૃપાથી હું સુખપૂર્વક સૂઇ રહું અને દુઃખથી બચું—જો રાત્રીમાં આ નાશવંત શરીર પડે તો આપના ચર્ણારવીંદનું ધ્યાન કરતાં શુભગતિને પામું અને જો આપની કૃપાથી પ્રાતઃકાળમાં ઉઠવાનું બની આવે તો ફરીને આપના કાર્યોમાં પ્રવૃત્ત થાઉં એવી **હે દિનાનાથ! મને શુભમતિ પ્રેરો.**

**ૐ શાંતિ! શાંતિ!! શાંતિ!!!**

——(૦)——

# "प्रार्थना"

—(०)—

જય જય **શ્રી વાસુદેવ** ભગવાન્નારાયણ, મહા પુરૂષ મહાનુભાવ પરમ મંગળ, પરમ કલ્યાણ, સચ્ચિદાનંદ દિવ્યમૂર્તે, અનેક કોટી બ્રહ્માંડાધીશ, શ્વેત દ્વીપપતે, મથુરાનાથ વસુદેવ દેવકી નંદન, ગોકુલાધીશં, વૃંદાવન વિહારી, રાધિકારમણ, મુરલીમનોહર, ગોપીજન વલ્લભ, વ્રજરાજ નંદનંદન, યશોદા જીવન કંશ નાશન, શ્રી દ્વારિકાધીશ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ, ભક્તજન સંકટનાશક, દ્રોપદિ લજ્જા રક્ષક, ધર્મધુરંધર, ભક્તિ ધર્મ નંદન, અદ્ધમોદ્ધારક, પતિતપાવન, અશરણ શરણ, આનંદપાદ, આનંદ મુખ, આનંદ નયન, આનંદ રૂપ, આનંદ વસ, આનંદ ભુષણ, અનંત કલ્યાણ ગુણ દયા સાગર, દુર્મતિ નાશન, કામ ક્રોધ લોભ ભય નિવારણ, કાલ માયા પાશ મોચક, ભવસાગર તારક, પૂર્ણ પુરૂષોત્તમ, પરમાત્મા પરમેશ્વર, લક્ષ્મીકાન્ત કૃષ્ણ **કેશવ, ઘનશ્યામ, નીલકંઠ નારાયણ મુને, મહારાજાધિરાજ! તમે તો સકલ જીવ ઇશ્વર માયાના સ્વામી છો.** હું તમારો સેવક છું—અને હાથ જોડીને તમારી પ્રાર્થના કરૂં છું જે જાણીને તથા નં જાણીને જે અપરાધ મેં કર્યા હોય તે સર્વે ક્ષમા કરજો! ક્ષમા કરજો!!

તમે તો મારા ઉપર કૃપા કરીને ભવસાગર તરવાને માટે નરદેહ આપ્યો છે, પણ હું તો અનેક જન્મના કર્મપાશનો બાંધેલો પાપી, અવતર્યો ત્યારથી કુસંગમાં પડેલો છું. છ લાખને ચોરાસી સહસ્ર નરકના કુંડ છે તે કરતાં પણ ગર્ભવાસનું દુઃખ ઘણું લાગ્યું ત્યારે તમારી સંગાથે કોલ દલાસા કર્યા જે **હે મહારાજ!**

કૃપા કરીને મને આ ગર્ભ સંકટમાંથી છોડાવો. હવે આજ પછી કશું પાપ કરીશ નહિં, ને તમારા ચરણારવિંદની ભક્તિ કરીશ, જે મારે ફરીને આ ઠેકાણે આવવું પડે નહિં, એવું હું કરીશ-એમ કહીને બાહિર આવ્યો, ને તે વાત તો ભુલી ગયો, ને તમારી મૂર્તિ નિરખવાને કાજે તથા તમારા ભક્તના દર્શન કરવાને કાજે તમે તો મને સારા સુંદર નેત્ર આપ્યા, પણ તે નેત્ર વડે હું તો સંસારી જીવોનેજ જોતો ફર્યો, તમને તથા તમારા સંતને ઓલખ્યાજ નહિં, એ મારો મોટો અપરાધ છે તે ક્ષમાં કરજો! ક્ષમા કરજો!!

**હે મહારાજ!** વળી તમે તો કૃપા કરીને તમારી કથા સાંભલવાને તથા તમારા ભકતના ગુણાનુવાદ સાંભલવાને માટે મને સારા કાન આપ્યા, પણ તે કાન વડે હું તો સસાર વ્યહવારની વાતો સાંભળતો ફર્યો પણ ભાવે કરીને તમારા ને તમારા ભકતોના ગુણાનુવાદ સાંભલ્યા નહિં એ મારો મોટો અપરાધ છે તે તમે ક્ષમા કરજો! ક્ષમા કરજો!!

**હે મહારાજ!** વલી તમે તો કૃપા કરીને તમારા ગુણ ગાવાને માટે મને મુખ આપ્યું પણ તે વડે હું તો સંસારના કામનો ઘણોક બકવાદ કરતો ફર્યો, અને તમારા તથા તમારા ભકતના કિર્તન ગાયા નહિં ને તમારી પ્રસાદી કર્યા વિના જે તે ખાતો ફર્યો એ પણ મારો મોટો અપરાધ છે તે તમે ક્ષમા કરજો! ક્ષમા કરજો!!

**હે મહારાજ!** એવી રીતે મારા મોટા મોટા ઘણા અપરાધ છે તે તમે મનમાં લાવશો નહિં, પોતાના બરદ સામું જોઇને મારો ઉદ્ધાર કરજો.

હું તો પોતાના કર્મે કરીને ભવસાગરમાં વહ્યો જતો હતો, મારી આ જીવન નૌકા આ અસાર સંસાર રૂપી મહાં સાગરમાં

તોફાને ચડી હતી, અને પ્રબળ મોજાંઓના વેગથી અથડાતી, પીટાતી, મધદરીયે ઝોલાં ખાતી હતી, આવી ડામાડોળ સ્થિતિમાં, **હે દયાનિધી! સત્સંગરૂપી** અનુકુળ હવાની આપે સહાય્ય આપી ને મારો હાથ ઝાલી લીધો છે હવે તો બાંહ્ય ગ્રહ્યાની લાજ રાખજો.

**હે મહારાજ!** મારી આંખો તમારી મૂર્તિ સામે નિત્ય રહેજો, ને મારા કાન નિત્યે તમારી કથા સાંભળજો, મારા હાથ તમારી સેવામાં નિત્યે રહેજો, મારા પગ નિત્યે તમારા મંદિર પ્રત્યે ચાલજો, મારી જીભ નિત્યે તમારૂં નામ રટણ કરજો, ને મારૂં મન નિત્યે તમારી મૂર્તિનું ધ્યાન કરજો. એટલાં વાનાં તમારી પ્રાર્થના કરીને હું માગું છું તે કૃપા કરીને આપજો.

**હે મહારાજ!** તમે તો ક્ષરથકી પર છો, માયાથકી પર છો, શ્રી પુરૂષોત્તમ સ્વરૂપ પોતે છો, અક્ષર બ્રહ્મ તમારૂં ધામ છે, માયા તમારી શક્તિ છે, સર્વે જીવ તમારા દાસ છે, અનેકકોટી બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ ને સંહારના કરનારા તમે એક સ્વામી સત્ય છો. તમે કારણના કારણ છો, કાળના કાળ છો, ઇંદ્રિયના ઇંદ્રિય છો, તમે આત્માના આત્મા છો, પ્રાણના પ્રાણ છો, ઇશ્વરના ઇશ્વર છો. અંતર્યામિ બ્રહ્મ છો સર્વના સાક્ષી છો, સકલ કર્મના ફલપ્રદાતા છો, સ્વયં જ્યોતિરૂપ છો, માયાના ગુણે રહિત તમારી મૂર્તિ છે માટે તમે નિર્ગુણ છો, માયાનો ઘડેલો તમારો આકાર નથી માટે તમે નિરાકાર છો, નિરંજન છો, અખંડ અવિનાશી છો, તમારા ગુણોનો અંત ચાર મુખેથી બ્રહ્મા પામતા નથી ને સહસ્ત્ર મુખેથી શેષજી પણ પામતા નથી ત્યારે હું અલ્પ જીવ તમારી સ્તુતિ શી કરૂં? સંસારમાં જે મુમુક્ષુ જીવ હશે તેને તો તમારા ચરણારવિંદનો એક દૃઢ આશ્રય વિના કલ્યાણકારી બીજું કશું નથી.

**હે મહારાજ!** સર્વ દેવતા તમને નમે છે, સર્વે શાસ્ત્ર પુરાણ તમારૂં વર્ણન કરે છે, વેદ સર્વે તમારી સ્તુતિ કરે છે, તમારી ભક્તિ કર્યા વિના તો બ્રહ્માદિક મોટા જે ઈશ્વર છે તેમને પણ સંસારની ભ્રમણા છુટતી નથી, ને નિચ જીવ હોય તે જો તમારી ભક્તિ કરે તો તેને પણ બ્રહ્માદિક દેવતા નમસ્કાર કરે છે, ને તમારા ધામને પામે છે.

**હે મહારાજ!** તમારા ભયથી પૃથ્વિ લોકને ધારી રહી છે, તમારા ભયથી સમય સમય પ્રત્યે વૃક્ષો પુષ્પ ફળ આપે છે, તમારા ભયથી શેષનાગ ચૌદ લોકને માથા ઉપર ધરી રહ્યા છે, તમારા ભયથી ઇંદ્ર રાજા વરસાદ વરસાવે છે, તમારા ભયથી સૂર્ય ચંદ્ર કાળચક્ર નિત્યે ફરે છે, તમારા ભયથી મૃત્યુ પણ બ્રહ્માંડને વિષે સર્વત્ર ફરે છે, ને **બ્રહ્મા, વિષ્નુ, સદાશિવ** એ સર્વે જે એક એક બ્રહ્માંડના ઇશ્વર છે તે પણ તમારી આજ્ઞાને વિષે વર્તે છે, એવા મોટા તમે સમર્થ છો એમ જાણીને દૃઢ વિશ્વાસે તમારા ચરણ-કમલનો આશ્રય કર્યો છે તે માટે મારા ઉપર કૃપા દૃષ્ટિ નિત્યે રાખજો, મારા મનના વિકાર માત્રનો નાશ કરજો, અને સુબુદ્ધિ આપજો, તમારા ભકતનો નિરંતર સમાગમ આપજો, ને મારૂં મન કોઈ દિવસ તમારા ચરણારવિંદ મુકીને પાપકર્મ ઉપર જાય નહિં એવી કૃપા કરજો.

તમે તો સર્વજ્ઞ છો ને હું તો અલ્પજ્ઞ છું તેથી તમારી પ્રાર્થના ઘણી શી કરૂં!

મારે તો આ લોકમાં તથા પરલોકમાં તમારા ચરણારવિંદ વિના બીજો કોઇનો આશ્રય નથી ને હું તો કશું સમજતો નથી,

માટે જેમ મારૂં સારૂં થાય તેમ કરજો. તમે જે ઉપકાર કર્યો છે તેનું સાટું વાળવાનું કાઇનું સામર્થ્ય નથી, માટે હું તો તમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું તે સ્વિકારશો.



# प्रार्थना संग्रह.

——(*)——

રાગઃ—પ્રમાણિકા વૃત્તમ.

નનામિ ધર્મનંદનં અજાદિ દેવ વંદનં
એકાંત વૃષધારકં અધર્મ વંશ દારકં ૧

સ્વ ભકત ગર્વગંજનં મરાલ યુથ રંજનં
મનોજમન્યુ ભેદકં અનંગમુલ છેદકં ૨

વિશાલ લોલ લોચનં ભવાબ્ધિ દુઃખ મોચનં
ઉદ્ધવ મન પોષકં કુકર્મ પંક શોષનં. ૩

મનુષ્ય દેહ ધારકં સદા સુશાંતિકારકં
પ્રફુલ્લ કંજ હસ્તકં સુફાલ શ્વેત મસ્તકં. ૪

શરીર પીત ચંદનં સુકંજ હાર મંડનં
જનાતરારિ તર્દનં કુમાર માન મર્દનં ૫

અનંત લોક નાયકં સ્વભકત મોક્ષદાયકં
મુનીંદ્ર મોદ પોષકં કુગર્વ બંધ મોચકં ૬

સુધર્મ વંશ મંડનં સુરારિ સૈન્ય દંડનં
કુસંગ કામ ખંડનં સ્વભકત માન મંડનં ૭

વૃષાદિ સેતુકારકં પ્રસન્ન ભકત તારકં
સુભકિત ધર્મપાલકં નમામિ લોક પાલકં. ૮

---

જય ધર્મસુનંદન કાલનિકંદન સુરવર વંદન તનુધારી
જય જન મનરંજન ભવદુઃખભંજન કલીબલ ગંજન અવતારી ૧

જય અગજગ અઘહર ધર્મધુરંધર શ્રિતજન શંકર જગત્રાતા
જય નટવરનાગર કરૂણાસાગર નિશદિન જાગર શુભદાતા ૨

જય અજર અમાપક નિજપદદાયક નિરજર નાયક વિખ્યાતા
જય અજ અવિનાશી અક્ષરવાસી જશસુખરાસી સાક્ષાતા ૩

જય વૃષ કુલજાતા મુરતિહીમાતા સુરનર જ્ઞાતા સુખદાતા
જય નર વપુ ધરતા ભુંભર હરતા મંગળ કર્તા વૃષપાતા ૪

જય અગમ અગોચર ગોવર્ધનધર દાઇ અભયવર અઘ હર્તા
જય અજ અવતારી નરતનુધારી કુંજ વિહારી શુભ કર્તા ૫

જય મન્મથ મોહન સુનિગમ દોહન નિજપથ રોહન નાથ વિભો
જય સબ સુખકંદ નિજપદવંદં બ્રમાનંદ પાહિ પ્રભો. ૬.

## શ્રી કૃષ્ણ ભગવાનના ૧૦૮ નામ.

ગુરૂ ગોવિંદ કૃપાનિધી કેશવ કમલાનાથ કૃપાલ
કમલ નયન કરૂણા સાગર શ્રી કૃષ્ણ હરે ગોપાલ
ગોપીજન વલ્લભ ગીરધારી ગોપીનાથ ગોવિંદ
ગોકુલ ચંદ્ર ગદાધર ગોધર ગોમતી પ્રિય રમેશ
નારાયણ નરસીંહ નીરંજન નીરાકાર નરેશ.
નરકૌતુક નરવીર નરોત્તમ નંદલાલ નરરૂપ
જગન્નાથ જલા સાહી જનદિન જ્યોતિરૂપ જગરૂપ.
જગદાધાર જશોદા નંદન જગજીવન જગનેશ
શ્રી જમુના વલ્લભ જગવંદન જગદિશ્વર જમનેશ.

ચક્રપાણી ચતુર્ભુજ અચ્યુત ચીદાનંદ શુભકંદ
ચતુર બાહુ ચાણાર્તન મર્દન શ્રીધર પરમાનંદ.
દયાસીંધુ દામોદર દીનપતી દીનાનાથ દયાલ
દીનબંધુ પ્રભુ દેવકીનંદન નરપતિ સુરપતિ પાલ.
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ કમલાપતિ જાવેશ
દ્વીજાપતિ રૂક્ષ્મણીપતિ સાગર સીતાપતિ રસીકેશ.
પદ્મનાભુ પુરૂષોત્તમ પરિબ્રહ્મ પરમપુરૂષ પરમેશ
પુક્ષરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ મધુસુદન મથુરેશ.
ધરણીધર અવનીધર ભુધર વસુપતિ મહીધારી
કૌસ્તુભધર પીતમ્બરધર બંસીધર કુંજ વિહારી.
માધવમુર મર્દન જાધુમર્દન મતિ વિક્રમ સુખધામ
મુકુંદ મેઘવર્ણો મહાબાહુ યદુપતિ સુંદર સ્યામ.
રામચંદ્ર પ્રભુ દશરથ નંદન દયા સીંધુ ભગવંત
પાહિ પાહિમાં પાહિ પાહિમાં પુરણનંદ અદ્રત.
અષ્ટોત્તર શત નામ કૃષ્ણના ગણી ગણી જે ગાય
રોગ દોષ દુઃખ કલેશ જશે વળી પલમાં પાપ પ્રલય.
મનવાંછિત ફલ તેને મલશે દયો કહે ધ્રુવ વાણી
કોટીક કારણ તજીને ભજીયે દઢ કરી સોરંગપાણી.

---

જય નાથ નિરંજન ભવદુઃખ ભંજન જનમનરંજન જગત્રાતા
જય કામ નિકંદન વરસુરવંદન ધર્મસુનંદન દો ભ્રાતા.
જય મહિતલ મંડન ખલબલ ખંડન વિષય વિખંડન વનવાસી
જય સાયકસંતન કાલનિકંતન આદનઅંતન અવિનાશી.

જય અજર અમાપક જનસુખદાયક સબજગ નાયક સુખકારી
જય દીન દયાધર રૂપ મનોહર ઇશ અપરંપર અવતારી.
જય વ્યાપ ઘટોઘટ વાસ બદ્રિતટ નામ મુનિરટ બહુ નામી
જય તેજ અણુંકલ બોધ મહાબલ શ્યામ સુંકોમલ જમ સ્વામી.
જય મચ્છસ્વરૂપં અકલ અનુપં ત્રિભુવન ભુપં જગ તારં
જય કમઠસકારણ વિઘ્ન નિવારણ પર્વતધારણ વણપારં.
જય ક્રોડ કલારં ધીરદઢાલં દૈત વડાલં કૃત કલં
જય નાથનૃસિંહં અચલઅભંગં જીતણુજંગં જોરાલં.
જય બામનબેશં કાજ સુરેશં બલિછલ લેશં અંગ ધરે
જય પરશુ ધારં ક્ષત્રિય મારં સ્પત ત્રિવારં ક્રત ક્રરે.
જય રઘુપતિ રામં જય સુખ ધામં પુરણ કામં પ્રતિપાલં
જય હલધર ધિરં ગૌર શરિરં સંગ અહીરં છોગાલં.
જય કૃષ્ણ મોરારી કુંજ વિહારી ગૌવાંચારી ગીરિધારી
જય બુધતન ધારક વિઘ્ન નિવારક કલિક્ષય કારક સુખકારી.
જય કલકી જોરાણં હસ્ત કૃપાણં પુરૂપ પુરાણં મોક્ષપરં
જય નટવર નાગર સબગ્રહ સાગર વિમલ ઉજાગર જકતવરં.
જય સર્વાધારા સબસે ન્યારા અક્ષરપારા આકારી
જય દેવ સ્વછંદા અતિ સુખકંદા પદ જનવંદા ચિતધારી.
જય અક્ષર ધામી અંતરયામી અનંતઆકામી તેજ અતિ
જય નાથ અનંતા ભજત સુસંતા પ્રબલ અંતા જકત પતી.
જય તપ તન સાજત રતચિત રાજત નિપટ નિવાજત નરસહીતે
જય અતુલિત અંગા ધરત નિબંધા ડરત અંગા દરસહિતે.
જય કારણ વેદં દુર્મતિ છેદં અકલ અભેદં અનુસરતા
જય અધિક પ્રતાપી જન સબ જાપી મુકતકલાપિ સુખકરતા.

જય નયન સરોજં દહણં મનોજં શિખવંત ચોજં ધ્યાન સદા
જય થાપણ નીતિ હણણ અનીતિ જન નિજ પ્રીતિ અધીક પ્રદા.
જય મુનિધર વેશં ત્યાગતપેશં ગ્યાન હંમેશં ગુરૂવાદા
જય સહિત સમાજા ભુવન ધિરાજા દીલજન માજા સુખદાદા.

## અષ્ટ પદીયમ.

જલધર સુંદર મદન મનોહર હૃદયતમોહર કૃષ્ણ હરે
વૃષકુલ ભુષણ દલિત વિદુષણ દિવ્ય વીભૂષણ દિવ્ય ગતે
જયજય જયકર દીન દયાકર જગતિ દિવાકર દિવ્ય પતે. ૧

નિજજન રંજન ભવભય ભજંન ભૂવન નિરંજન ભકત રતે
મુનિજન મંડન વિષય વિખંડન ખલજન દંડન દંડ વિધે
જય જય... . ... ૨

અસુર નિકંદન સુરનૃપ નંદન ચર્ચિંત ચંદન મુકત મુને
ભવજલ તારણ દોષ નિવારણ મંગલકારણ મુકિત પતે
જય જય........ ૩

સરસિજલોચન જનમ્મૃતિ મોચન રવિશશિ રોચન રાગિરતે
અસુર વિમોહન સુરસુખ દોહન વારણ રોહણ શિઘ્રગતે
જય જય........ ૪

નિજ હિત્ત શાસન શાપ વિનાશન હયગરૂડાસન સાદી વ્રતે
દુર્ગ પુરાસન ભકત નિવાસન ભ્રષ્ટ કુવાસન ભકત રતે
જય જય........ ૫

રચિત નિજ્જવન ભકિત વિભાવન પંકિત સુપાવન પુણ્ય પતે
ઇશ કુરૂ શંકર વૈર ભયંકર ધર્મધુરંધર યોગી ગતે
જય જય......... ૬

ખંડિત ચંડ પંડિતમંડં જિત પાખંડં દંડ ભટં
કંપિત કાલં ગ્રાકુલપાલં વરવન માલં પીત પટં
જય જય......... ૭

શ્રિત સુખકંદં બોધિતમંદં **સહજાનંદં** ત્વાહં ભજે
કુરૂનવદાસં ચરણનિવાસં ત્યકતકુવાસં યોગ મુને.
જય જય......... ૮

## લલિત છન્દ.

મદન ખંડને ધર્મ મંડને પરમ મંગલે પુણ્ય વર્ધને
દુરિત ભંજને ભક્તરંજને વસ્તુ મેમતિ ધર્મનંદને, ૧

ભુવન કારણે ભકત તારણે પ્રણત પોષણે દોષ શોષણે
નિગમ દોહને દૈત્ય મોહને વસતુ૦......... ૨

ભુજગ વર્તુલે જાનુલંબને ભુજયુગેગદે ભકત સંમુદે
દધતિ રૂકમ જે રત્ન રાજીતે વસતુ૦......... ૩

વદન તર્જિત શ્રી હિમાંશુકે સિત તરાંશુકે સ્વર્ણ મેખલે
કનક કંકણે કમ્ર વર્ણને વસતું૦......... ૪

શિરસી શેખરાન્ કોસુમોત્તમાન્ ભ્રમર ગુંજીતાન્ ભૂષિતામ્બરાન્
દધતિ કુંડલે કર્ણ મંડલે વસતુ......... ૫

દધતિ માલિકાં મોક્તિકાંગલે વિશદ ભાસિની નામિલમ્બિની
વિદધતીં સભાં શ્વેતતાંસતાં વસતુ૰......... ૬

સુર સરિત્પયઃ સ્રોતસીયદા પૃથગુભેતુખે પાતિનીતદા
તદુપમેય સન્નિલ વક્ષસિ વસતુ૰......... ૭

વદતિ સંસદિ બ્રહ્મ ભારતીં વિબુધ વન્દિતા મુત્તમાંગણે
મતિમતાંસતા મગ્રતોમુદ વસતુ મેમતિ ધર્મ નંદને. ૮

## ઠુમરી રાગે ગીયતે.

હરહર ગોપીનાથ મમ કષ્ટં હરહર ગોપીનાથ
સુરનર મુનિવર જલધર સુંદર
માર મહા મદ માર... ... ...મમ કષ્ટં. ૧

રાજીવ લોચન પાપ વિમોચન
દુર્ગપુરી સુવિહાર ... ... ...મમ કષ્ટં. ૨

હાટક ભૂષણ હત જન દૂષણ
દિવ્ય ગુણાલય સાર ... ... ...મમ કષ્ટં. ૩

નૃપકુલ નાયક સુર સુખદાયક
મુકુન્દ કુસુમ શુભહર ... ... ...મમ કષ્ટં. ૪

મંગલ કારણ ગતિ જીત વારણ
પ્રેમ વતિ સુકુમાર ... ... ...મમ કષ્ટં. ૫

માનસમોદન દિતિ સુત રોદન
ભૂમિ નિવારિત ભાર ... ... ...મમ કષ્ટં, ૬

વિશ્વ વિભાવન દુર્મતિ પાવન
કાલ દવાનલહાર ... ... ...મમ કષ્ટં. ૭

સુર કુલ રંજન નિત્ય નિરંજન
ભાનુ સુતા ભિતનાર ... ... ...મમ કષ્ટં. ૮

બ્રહ્મ પુરાસન જન હિત શાસન
નિષ્કામાનંદ નિધાન ... ... ...મમ કષ્ટં. ૯

## અષ્ટ પદિયમ.

વરવર કરૂણાસાગર કૃષ્ણ સતાં નાથ સંપત્તિતકરણં,
જય જય ધાર્મિક નમામીહ સંકષ્ટ હરણં,
વરવર નરસખ ચન્દ્રાનન દેવાધિપ દૈત્ય નાશનં
વૃષસુત પરમ દયાકર સાધો ખગપતિ વાહનં
ખગ.....સતાં નાથ૦ ૧

વરવર જલધર કાયા અભય રૂપાકર લોક પાવનં
જીતરૂપ તરણિ કરો જ્જવલ વાસો લઘુતર ધાવનં
લઘુ.....સતાં નાથ૦ ૨

વરવર દીન દયા કર તપઃપ્રિયાજિત કુસુમોત્તમ હારં
કિસલય મૃદુલ મહાબલ હસ્તં મહસિ મહાકારં
મહસિ.....સતાં નાથ૦ ૩

વરવર સરસિજ લોચન પાપ વિમોચન જનતા સુખકારં
વિધિ વિધિ મહિતપ દમ્બુજદેવં ભવ સાગર તારં
ભવ.....સતાં નાથ૦ ૪

વરવર સુચરિત પુણ્યાવન ભૂમિ ધૃત સુરૂચિરનરદેહં
અનલસ વરદ તમોહર તેજઃ સ્થિત રૂચિ મયગેહં
સ્થિત...સતાં નાથ૦ ૫

વરવર નર મુનિ સિધ્ધેશ્વર દેવાસુર સંસ્કૃત ગુણગાનં
સુનયન નિજ તૃવિધા પિતયોષા તનુપ શુકુણમાનં
તનુપ......સતાં નાથ૦ ૬

વરવર લોક વિભૂષણ વૃષકુલ પૂષણ ભક્તારિ મરણં
બહુદય પ્રદય કજેશ્વર માત્મન અશરણ જન શરણં
અશરણ......સતાં નાથ૦ ૭

વરવર પરમત ખંડન દક્ષ નિરંજન નિગમાગમ ગીતં
ધનવર નિનદ મનોહર નિત્યં પુરૂ હરિરસ પીતં
પુરૂ......સતાં નાથ૦ ૮

વરવર શુભ મિદમેવંકિલ વાસુદેવ વર્ણિં વિરચિતં
પરતર હરતુત પસ્તવનંતત્ કવિજન સંભણિતં
કવિજન......સતાં નાથ૦ ૯

## ઉપજાતિ વૃતમ.

સિતામ્બરં નૈષ્ટિક વર્ણિવેષં પીતામ્બરં તં નટવર્યવેષં
નવામ્બુ દશ્યામલ સુંદરાંગં વંદેહરિં ધર્મસુતંચ કૃષ્ણામ્. ૧

શાન્તાન્તરા સ્વાશ્રમ મંડલસ્થં શૃંગારિ ગોપિગણ મંડલસ્થં
સરોજ્ પત્રા ભવિલોલ નેત્રં... ... ... ... ... ...વંદે. ૨

વૃન્દેન્ધન સ્ત્રગ્ધર પદ્મપાણિં વૃન્દાવને સુસ્વર વડોક વેણુંપાણિં
વિચિત્ર પુષ્પોત્તમ ચારૂ હારં... ... ... ... ... ...વંદે. ૩

સમાધિ વિસ્માધિત સર્વલોકં રાસ ક્રિયા ચિત્રિત દેવલોકં
કંદર્પ દર્પોત્સ્વનનાતિદક્ષં... ... ... ... ... ... ...વંદે. ૪

સ્વભકત સત્સપદ્મનિરાજમાનં જ્યોતિર્મયેધામનિ શોભમાનં
સ્વાનાંહરન્તં ત્વદયા નિદ્રષ્ટ્યા... ... ... ... ... ...વંદે. ૫

શિરઃપટં પીડ નિજાત્મ લોભં મયુર પત્રાલિ કિરીટ શોભં
પદ્માદિ લક્ષમાંકિત પાદયુગ્મં... ... ... ... ... ... વંદે. ૬

સ્વદત્તભૂષાઃ સહસાદદાનં સ્વાંગેષુભૂષા વિવિધા ધ્યાનં
સકાલ માયા ભય દાભિદાનં... ... ... ... ... ...વંદે. ૭

ભકતાન્તરારિક્ષિપણ પ્રતાપં ગોગોપ ગોપિ રિપુ દૈત તાપં
પાદાન મત્સ્વીય જનૈક બન્ધું વંદે હરિ ધર્મ સુતંચ કૃષ્ણામ્. ૮

## ઉદ્દગતા વૃત્તમ.

સુખ દાયિનં મુનિગણસ્ય વિમલ કમલાયનેક્ષણમ્
કલાન્ત કુસુમશર વીર્યબલં હરિકૃષ્ણમેવ શરણં વ્રજામ્યહમ્. ૧

પ્રિયકારિણં વૃષ કુલસ્ય હસિતમ ધુરા નનામ્બુજમ્
પુણ્યવિભવ નિજ મુકત પતિં. હરિકૃષ્ણ ૨

વિધૃતોપવિત મતિરમ્ય સજલ જલ દાસિત પ્રભમ્
સાન્દ્ર વિશદ વસનં સુખદં હરિકૃષ્ણ ૩

સ્થલ જાવતં સરમણીય કુટીલ તનુનીલ મૂર્દ્ધંજમ
પાપ શમન વચના ચરિતં. હરિકૃષ્ણ. ૪

સુરભિ પ્રસૂન શુભ હાર પુરટ મયનુપુરાંગ દમ
દિવ્ય વિપુલ હૃદયં રૂચિરં હરિકૃષ્ણ. ૫

સ્મૃતિ સત્ય શૌચ દમ દાન વિનય વયુનાદિભિઃ સદા
યુક્ત મગણિત ગુણૈઃ પરમૈઃ હરિકૃષ્ણ. ૬

ધૃત હેમ કુણ્ડલ કિરીટ વલય રશના વિરાજીતમ
શેષ નિગમ પરિગીત ગુણં હરિકૃષ્ણ ૭

સિત મલ્લિકા કુસુમકાન્તિ લલિત દશના રૂણાધરમ
ચંન્દન મતિવર માદધતં. હરિકૃષ્ણ. ૮

## ઉપજાતિ વૃતમ.

નવીન જિમૂત સમાન વર્ણં રત્નોલ્લ સત્કુંડલ શોભિ કર્ણમ
મહાકિરીટા ગ્રમયુર પર્ણં શ્રી રાધિકા કૃષ્ણ મહંનમામિ ૧

નિધાય પાણિ દ્વિતયેન વેણું નિજાધરે શેખરયાત રેણુમ
નિનાદયંતં ચગ તૌકરેણું. શ્રી રાધિકા. ૨

વિશુદ્ધ હેમોજ્જવલ પીત વસ્ત્રં હતારિયુથં ચવિનાપી શસ્ત્રમ
વ્યર્થીકૃતા નેક સુર દ્વિડસ્ત્રં શ્રી રાધિકા. ૩

અધર્મં તિષ્માર્દિત સાધુ પાલં સદ્ધર્મં વૈરાસુર સંધકાલમ
પુષ્પાદિ માલં વ્રજરાજ બાલં. શ્રી રાધિકા. ૪

ગોપી પ્રિયા રાંભિત રાસ ખેલં  રાસેશ્વરી રંજન કૃત્પ્રહેલમ્
સ્કંધોલ્લ સત્કુંકુમ ચિન્હ ચેલં.  શ્રી રાધિકા. ૫

વૃંદાવને પ્રીતતયા વસંતં નિજાશ્રિતાનાં પદમુખ્ધરંતમ્
ગોગોપ ગોપી રભિનંદયંતં.  શ્રી રાધિકા. ૬

વિશ્વ દ્રિપન્મન્મથદર્પ હારં સંસારી જીવાશ્રણીય સારમ્
સદૈવ સત્પુરૂષ સૌખ્યકારં.  શ્રી રાધિકા. ૭

આનંદીતાત્મા વ્રજવાસી તોકં નંદાદિ સંદર્શિત દિવ્ય લોકમ્
વિતાશિત સ્વાશ્રિત જીવ શોકં શ્રી રાધિકા કૃષ્ણુ મહંતમામિ.

## વસન્તતિલકા વૃતમ્,

શ્રી વાસુદેવ વિમલામૃત ધામવાસં,
નારાયણું નરક તારણુ નામ ધેયમ્
શ્યામંસિતં દ્રિભુજમેવ ચતુર્ભુજંચ,
ત્વાંભકિત ધર્મતનયં શરણું પ્રપધે. ૧

શિક્ષાર્થમત્ર નિજ ભકિતમતાં નારાણાં,
એકાંત ધર્મમ ખિલં પરિ શિલયંતમ્,
અષ્ટાંગ યોગ કલનાશ્ચ મહા વ્રતાની, ત્વાં ભક્તિ૦

શ્વાસેન સાક મનુલોમ વિલોમ વૃત્યા,
સ્વાંતર્બ હિશ્ચ ભગવત્પુરૂધા નિજસ્ય
પુરે ગતા ગતજલાં બુધિતોપમેયં. ત્વાં ભકિત૦

બ્યાણાં તરિં દ્રિયગણા શ્વસનાધિ દૈવં
વૃત્યુખ્ભવ સ્થિતિ લયાનપિ જાયમાનાન્
સ્થિત્વાતતઃ સ્વમહસા પ્રથગી ક્ષમાણું ત્વાં ભકિત૦

માયામયા કૃતિતમો શુભ વાસનાનાં
કતું નિષેધ મુરૂધા ભગવત્સ્વરૂપે
નિર્બિજ સાંખ્ય મતયોગ સુયુકિતભાજં ત્વાં ભકિત૦

દિવ્ય કૃતિત્વસુ મહસ્ત્વ સુવાસનનાં
સમ્યગ્વિધિં પ્રથયીતુંચ પતૌરમાયા:
સલંબ સાંખ્ય પથયોગ સુયુકિતભાજં ત્વાં ભકિ૦

કામાર્ત્ત તસ્કર નટવ્યસની દ્વિષંત:
સ્વસ્વાર્થં સિદ્ધ મિવ ચેતસી નીત્યમેવ:
નારાયણં પરમ યોવ મુદાસ્મરંતં ત્વાં ભકિત૦

સાધ્વી ચકોર શલભાસ્તિમી કાલકંઠં
કોકા નિર્જેષ્ટ વિષયેષુ યથૈવ લગ્ના:
મૂર્તૌ તથા ભગવતોત્ર મુદાતી લગ્નં ત્વાં ભકિત૦

સ્નેહાતુર સ્ત્વથ ભયાતુર આમયાવી
યદ્વત્ ક્ષુધાતુ રજન્શ્ચ વીહાયમાન્
દૈન્યં ભજે યુરિહસત્સુ તથા ચરંતં ત્વાં ભકિત૦

ધર્મં સ્થિતે રૂપ ગતૈર્ર્હતા નીર્જૈક્યં
સેવ્યો હરીઃ સીતમહઃ સ્થીત દિવ્ય મૂર્તિ:
શબ્દા ધ્વરાગી ભિરીતી સ્વમતં વદંતમ્ ત્વાં ભકિત૦

સદ્ગ્રંથ નીત્ય પઠન શ્રવણ દીસકતં
બ્રહ્મિંચ સત્સદ સિશાસત મત્રવિદ્યાં
સંસાર જાલ પતિતા ખિલ જીવ બંધો
ત્વાં ભકિત ધર્મં તનયં શરણં પ્રપધે.

# વિયોગિની વૃતમ.

ભવસંભવ ભીતી ભેદનં, સુખસંપત્કરૂણા નીકેતનં
વ્રત દાન તપઃ ક્રિયા ફલં, **સહજાનંદ** ગુરૂ ભજે સદા. ૧
કરૂણામય ચારૂ લોચનં, શરણાયાત જનાર્તિ મોચનં
પતીતોદ્ધરણય તત્પહં **સહજાનંદ**. ૨

નીજ તત્ત્વપથાત્ર બોધનં, જનતાયાઃ સ્વતએવ દુર્ગમં
ઇતી ચિંત્ય ગૃહિત વીગ્રહં, **સહજાનંદ**. ૩

વિધિ શંભુ મુખૈર નીગ્રહં. ભવ પાથોધિપરી ભ્રમાકુલં
અપીધાર્ય મનોનરઃ પ્રભં. **સહજાનંદ**. ૪

નીજ પાદપયોજ કિર્તનં, સતતંસ્યાત્ ભવ જીવગોચરં
ઇતીયઃ કુરૂતે ક્રતુત્સવં, **સહજાનંદ** ૫

બહીરીક્ષણ લોકમાનુપં, નીજદત્તાંબક દર્શિતાં હરિં
ભજનીય પદં જગદ્ગુરૂં, **સહજાનંદ**. ૬

શરણાગત પાપ પર્વતં, નગણ્યૌવન દીય સદ્ગુણં
અણુમપ્ય તુલં હિમન્યતે, **સહજાનંદ**. ૭

ભવવારીધી મોક્ષ સાધનં, ગુરૂરાજ પ્રકટ સ્વસંગમં
પ્રકટી કૃતવાન્ કૃપાવશઃ, **સહજાનંદ**. ૮

ભગવન્ કૃપયા ત્વયાકૃતં, જનતાયામૂપ કારમીદશં
ક્ષમતે પ્રતિકર્તુંમ ત્રકઃ, કરૂતે દીનજન સ્તતાંજલમ્ ૯

# દ્રુતવિલમ્બિતં વૃતમ.

વદન તર્જિત રમ્ય હિમાંશુકે, કમલ કોમલ પત્ર વીલોચને
મદનમોહન સુંદર વીગ્રહે, ભવહરે સ્તુમનોનૃપ નંદને ૧
મુનીસમાજ સદા સન સંસ્થિતે, પુરટનુપુર રમ્ય પદામ્બુજે
ઉદર નાભીવલિત્રય રાજિતે, ભવહરે. ૨

કુસુમ માલ વિશાલ ભુજાન્તરે, મધુર હાસ વિલાંસ મુખામ્બુજે
રૂચીર કેસર ચંદન ચર્ચીતિ, ભવહરે. ૩
જઘન કાંચન ભાસુર મેખલે, લલીત મૌક્તિક હાર મનોહરે
કુટીલ મંજુલનીલ શીરોરૂહે, ભવહરે. ૪

વીશદચંદ્રકર પ્રભશેશ્વરે, પ્રણુત પાપ વિનાશ દીવાકરે
ધૃતવલક્ષ વિશાલ ધનામ્બરે, ભવહરે. ૫

ક્ષપીત ભક્ત મનોભવ વેદને કનક ભૂષણ હારીકરદ્વયે
અરૂણ રાગ શિરઃપટ શોભીતે, ભવહરે. ૬

તીલક લક્ષણ રાજીત ગણ્ડકે, શ્રુતિ સીતેતર બીન્દુ મનોહરે
શ્રવણ કુણ્ડલ શાલીકપોલકે, ભવહરે ૭

મધુર વાકય સુધારસ પોષકે, નીજ જનોદિત યોગ રહસ્યકે
વદતિ સંસદી કૃષ્ણ નીરૂપણં. ભવહરે સ્તુમનો નૃપ નંદને. ૮

——(*)——

નમસ્તે તે જગત્કારણાય
નમસ્તે ચીતે સર્વ લોકાશ્રાય
નમો દ્વૈત તત્વાય મુક્તિ પ્રદાય
નમો બ્રહ્મણે વ્યાપીને શાશ્વતાય ૧

ત્વમેકં શરણ્યં ત્વમેકં વરેણ્યં
ત્વમેકં જકત્પાલકં સ્વપ્રકાશમ્
ત્વમેકં જગત્કર્તૃ પાતૃ પ્રહર્તુ
ત્વમેકં પરં નીશ્ચલં નીર્વિકલ્પમ્ ૨

ભયાનાં ભયં ભીષણં ભીષણાનાં
ગતિઃ પ્રાણીનાં પાવનં પાવનાનામ
મહોચ્ચૈઃ પદાનાં નીયન્તુ ત્વમેકં
પરેષાં પરં રક્ષણં રક્ષણાનામ્ ૩

વયં ત્વાં સ્મરામો વયં ત્વાં ભજામો
વયં ત્વાં જગત્ સાક્ષીરૂપં નમામઃ
સદેક નીધાનં નીરાલંબમીશં
ભવામ્બોધીપોતં શરણ્યં વ્રજામઃ ૪

## અષ્ટ પદીયમ.

હરી કૃષ્ણ માનસ લોક કમનીયમે ભજ હરી.
ભજ હરી મવિરતં ધાવતુમા. ભજ હરી.

### ધ્રુપદ.

તતોવરે હનીગમં કાય જલ, ધૌતમાની.
ન્યેવીધાયતતો નમનીયમે, ભજ હરી.

તિષ્ઠતી કમઠયે ધરણીયં, યસ્ય પૃષ્ઠે
ચપલ ભય શમ નીયમે. ભજ હરી.

વરાહ રૂપ ધરો વનયેસા, હત્વા દૈત્યં
જધાનહી નમનીયમે. ભજ હરી.

દત્તો નખૈ હંરીણા નર હરીણા દીતિપુત્રો
દ્રિરદઇવ મમનીયમે. ભજ હરી.

વસુધાં દાપયિતું શચી પતયે,
બલિં વિપ્રોયયાચ ફલજમ નીયમે ભજ હરિ.

ક્ષત્રિય રૂધિર જલે સ્નાપયન્તં,
જામ દગ્ન્યો જન તાપ શમ નીયમે ભજ હરિ.

રાવણ નાશ કરો ભુવિરામો,
યશ:સેતુંદધેહ ભવ દમ નીયમે ભજ હરિ.

બલ બુધ કલ્કિ વપુષાયેન ચરિતં,
કૃતં પરંપરં પુરૂ શ્રયણીયમે ભજ હરિ.

વાસુદેવસ્ય ધવો હરિ કૃષ્ણં,
દશાકૃતિં દધાર બહુ રમણીયમે ભજ હરિ.

## હરિગીત છંદ.

નવ મેઘ મેચક વિગ્રહં ધૃત પુષ્પ હાર મનોહરં
જય કારિણં ભયહારિણં તસ:પરં શિશિરો દોરમ
નિજમોદિતં નિગમોદિતં જગદિશ્વરૈ: કૃતવંદનં
હરિકૃષ્ણ કૃષ્ણ ભવંત મીશ નમામ્યહં વૃષનંદનમ્ ૧

જન તાપપાપ વિનાશિતં ક્ષિતિભકિત ધર્મ વિકાશીતં
જગ્નીત દેવ દાનવ દૈત્ય માનવ કામ ગર્વ વિપાતમ્
દ્રિજ સાધુ દૈવત મંડનં કૃત કૌલનાસ્તિક ખંડનં
હરિ કૃષ્ણ કૃષ્ણ૦ ૨

પરિપુર્ણચંદ્ર સમાનનં તપસે મુદા શ્રીત કાનનં
હય વાહનં રિપુ ગાહનં કુલ દેવ મારૂતી માનનમ્
કરૂણાલયં જગદાલયં ધૃતપીત કેસર ચંદનં
હરિ કૃષ્ણ કૃષ્ણા૦ ૩

શરદમ્બુજ પત્ર વિલોચનં નીજ ભકત કષ્ટ વિમોચનં
વનમાલીનં સુરશાલીનં જ્વલનાર્ક સોમ વિરોચનમ્
કલિ ભૂરિસાર વિભંજનં નીજ દાસહાસ વીરંજનં
હરિ કૃષ્ણ કૃષ્ણા૦ ૪

મૃદુ પલ્લવારૂણ પત્તલં વ્રત તીર્થ દાન તપફલં
પદ પાવનં લઘુ ધાવનં ભુવ નાવનં ગગનામલમ
તિલ પુષ્પ સન્નિભનાસિકં જનતાન્તરા હિત ગંજનં
હરિ કૃષ્ણ કૃષ્ણા૦ ૫

કરી પુષ્પરોપ મહાયુગં સુહૃદાખલાન્તર ભેદનં
પૃથુ ભાલ કુકુંમચંદ્રકં ભુવિ બોધિતાત્મ નિવેદનમ્
ભગવંત મચ્યુતમવ્યયં પ્રકૃતિશ્વરાન્તક કંપન
હરિકૃષ્ણ કૃષ્ણા૦ ૬

યમ દુતભૂત નીવારણં સકલા ગમોદ્ભવ કારણં
સીતવાસસં રવીભાસસં નરકાતિ કષ્ટ વિતારણમ
શ્રુત દુર્ગ પત્તન વાસિનં સુકૃતારી બંધુ નીકંદનં
હરિ કૃષ્ણ કૃષ્ણા૦ ૭

કવિ વાસુદેવ પરિષ્ટુતં યશસો જ્વલેન ભુવિશ્રુતં
ગુણા સાગરં સુહૃદાહરં બહુ મૂલ્ય ભૂષણ સયુંતમ્
વૃષવંશી વાડવ મંગલં સમિતૌતુ વિપ્ર સદંચનં
હરિ કૃષ્ણ કૃષ્ણા ભવંત મીશ નમામ્યહં વૃષ નંદનમ્.

## કોકિલક વૃતમ.

વિહરતી યોક્ષરેક્ષર પદાક્ષર મુકત પતી:
પુરૂષ વિધો વિધીં વિધી હરિશ્વર મુખ્ય બુધા:
શિરસી વહંતીને સમુદિતં કિલયેન મુદા
હૃદિતમંજ ભજે ભવહરં હરિકૃષ્ણ મહમ્ ૧

પ્રકૃતિમયા ગુણાનચ્ય ભવંતિ હિયત્રહરો
ઇતિ નીગમાગમા અપિવંદતિચ્ય નિર્ગુણકમ્
ઇતિ સગુણંગુણૈર પિયુતંપર દિવ્ય શુભે:
હૃદિતમજં૦ ૨

શમ દમ કૌશલ સ્મૃતિ તપોબલ કાંતિ ભગ:
શ્રુત શુચિ સત્યતા સ્વવશતાર્જવ કીર્તિ મુખા:
અપરિમિતા ગુણા ધ્રુવતયાત્ર વસંતિ સદા.
હૃદિતમજં૦ ૩

પ્રકૃતિ પરાક્ષારે વૃહતિ ધામનિ મૂર્તિ ધરે:
નિગમ નિજાયુધૈશ્ચ નિજ પાર્ષદ મુખ્યગણૌ:
ઉરૂય ઉપાસ્ય તેપિ રમયા રમણીય તનું:
હૃદિતમજં૦ ૪

નિખિલ ભગૈશ્ચયોક્ષર પદેદિ વિદેવ ગણૈ:
અખિલ વિભૂતી ભિવિંભવ ભૂમિ રૂપાસ્યતએ
રતિપતિ દર્પહાર મણ રમ્યક રૂપ નિધિ:
હૃદિતમજં૦ ૫

વિજિત મનોભવા ભુવિ ભજંતિ ચયં સતતં
શમ દમ સાધનૈઃ પ્રશમિતેં પ્રિયવા જિહ્વયાઃ
પ્રકટિત માનુષા કૃતિમિમે મુનિ દેવગણાઃ
હૃદિતમજં૦ ૬

દ્વિજ વૃષ સાધુ ગો મુનિગણાન વિતું ભુવિયો
વૃષ ભવને વૃષાદ્ ધૃત જનિર્જનકો જગતામ્
પ્રકૃતિ ભુવામપિ પ્રશ મીતું યદ ધર્મ કુલં.
હૃદિતમજં૦ ૭

રૂચિભિ રમિષ્ટુતો નૃપગણૈર્નત પાદતલ
શ્રુતિ શિરસાંગણૈ રૂદિત સુજ્વલ કીર્તિરસૌ
અતિ કૃતિભિઃ પ્રગીત પ્રતિયઃ કવિ કોકિલકૈઃ
હૃદિતમજં ૮

## પ્રહર્ષણીય વૃત્તમ.

મુકતાના સદસિ સદા વિરાજમાનં
પુર્ણેંદુ પ્રવર મુખાંબજ પત્ર નેત્રમ્
મંદાર સ્થલ રૂહ કુંદ સાર હારં
ધર્માંગ પ્રભવમહં હરિ પ્રપદ્યે. ૧

અમભોજ ધ્વજ કલશાકુ શોધ્ર્વ રેખા
ગોપાદ પ્રમુખ સુલક્ષ્મ પાદ પદ્મમ્
આમોદ ભ્રમરવી ગુંજીતા વચુલં. ધર્માંગ૦

ભકતેભ્યો વિહીત સબીજ સાંખ્ય યોગં
પ્રાવાર પ્રચલિત કંચુકા ભિરામમ્
શ્રીખંડ પ્રવર તમાલ પત્ર મીશં. ધર્માંગ૦

વિદ્યોત-મણીમય હેમ કુંડલ શ્રી કર્ણાં
શ્રોત્તમ કુસુમાવતં સરમ્યમ્
શ્રી વત્સોલ્લસીત ભુજાન્તરં સદીશં. ધર્માંગ૦

સંસાર પ્રશમન કારણે પ્રતાપં
વિભ્રાણું સુરૂચિર મૌકિત કીચ માલામ્
હસ્તાગ્રે સુલલિત માલિકાં દધાનં ગર્માંગ૦

શાંતાનાં વિદલિતમાન મત્સરાણાં
કામાદિ પ્રબલ વિપક્ષ નિર્જયાનામ્
સાધુના મનીશ ભવેક્ષણીય રૂપં. ધર્માંગ૦

વેદાંતે રૂદિત સુકીર્તિં માપ્ત કામં
જુષ્ટાંઘ્રિં વિજીત વિદુષણૈર્મુનીદ્રૈ:
બ્રહ્માંડ સ્થપતિ સુરેશ્વરૈક નાથં. ધર્માંગ૦

રમ્યાણાં વિમલ સુવર્ણ ભૂષણાનાં
શ્રીમત્તા મવયવ શોભયા દધાનમ્
ધર્માંત પ્રભવ નવીન મેઘનીલં. ધર્માંગ૦

——(*)——

નિત્ય શુદ્ધમજં ભુવનેશ્વર મિશેશંખિલ વિશ્વેશં
માયા પાશ વીનાકરણં શરણં નીગમાગમગીત ગુણમ્
પ્રકટીત સર્વ કલંકીકલં કમનં જનીમૃત્યુજરાશમનં
સર્વજ્ઞં શ્રુતિ સારં ચિન્તય સુખકંદં સહજાનંદમ્. ૧

શ્રેષ્ટં યજ્ઞપતીં ભુષિષ્ટં વિશ્વ વરીષ્ટં ધર્મિષ્ટં
દાન્તં શાન્ત મખિલ બ્રહ્મિભાન્તં સુલલીતમ બુદ્ધિયા કાન્તમ્
યોગી દ્યેયમ જ્ઞેયંગેયં વીજ્ઞેયં નીર્ગત હેયં
ગોવિંદં વરદેશં ચીન્તય સુખકંદં સહજાનંદમ્. ૨

પુણ્ય પ્રેમવતી પ્રિય પુત્રં પરમ પવિત્રં સુચરીત્રં
વાગીશં વૃષવંશ વિભુષણ માદિ ગુરૂં કરૂણા ધારમ્
શાશ્વતમબ્જ વીલોચન રોચન મંતક મોચન મતી સારં
કાલીદત્ત મદઘ્નં ચીન્તયં સુખકંદં સહજાનંદમ્ ૩

સ્વેચ્છા વિરચીત વિવિધાકારં દિવ્યાકારં છનાકારં
લીલાધૃત વરમનુજાકારં વિશ્વ વીહારં ભયહારમ્
પુર્ણં ચતુર્દશ લોકધારં સુર્વાધાર મનાધારં
શ્રીવત્સાંક મુદારમ ચીન્તય સુખકંદં સહજાનંદમ્ ૪

વેતારં નરકાંત કમવ્યં અવ્યકતં પરમાનંદં
સીદ્ધ સુરાસુર વન્દ્યપદં વીપદં તકરં જનતા સુખદમ્
ભકતાનુંગ્રહ તત્પર માદીમનાદી શેષ ગુણોપેતં
કોમળ ગાત્ર મનીદં ચીન્તય સુંખકંદં સહજાનંદમ્ ૫

વામં પામ રીપુંજય વીગ્રહ મસુરવીનીગ્રહ મભીરામં
દુઃખ વીમોચન મંબુજ રોચન મસુરવિમોહન માર્તિહરમ્
ભયવીનીવારણ માનત તારણ માગમ ધારણ મવીતારં
શામંગ્રન વદકામં ચીન્તય સુખકંદં સહજાનંદમ્ ૬

શર્મ કલાપં મધુરાલાપં વીરમિત નીજજન સંતાપં
શીવ કર જાપં કુમતીદુરાપં મુકતકલાપં હત પાપમ્
વીદલીત તીષ્ય જકલુષ કલાપં ધૃતમતી ચાપં શ્રીતશાપં
કટિતટ પુરટ કલાપં ચીન્તયત સુખકંદં સહજાનંદમ્ ૭

બહુતર દીનકર ચંદ્ર છટાહર મવીતચરાચર માહાત્મરતીં
યોગ કલાધર મસુરભયંકર મમીત ગુણાકર માધી હરમ્
ધામીં ધર્મધુરંધર મિયમનેક જનાભય દાતારં
કવિ નીષ્કામ વિચીન્તં ચીન્તય સુખકંદં સહજાનંદમ્ ૮

ભજે વ્રજૈયક મંડનં સમસ્ત પાપ ખંડનં
સ્વ ભક્ત ચિત્ત રંજનં સદૈવ નંદ નંદનમ્
સુપીચ્છ ગુચ્છ મસ્તકં સુનાદ વેણું હસ્તકં
ત્ઘનંગરંગ 'સાગરં નમામી કૃષ્ણ નાગરમ્ ૧

મનોજય ગર્વ મોચનં વિશાલ લાલ લોચનં
વીધુત ગોપ શોચનં નમામી પદ્મ લોચનમ્
કરારવિન્દ ભૂધરં સ્મિતાવ લોક સુંદરં
મહેન્દ્ર માન દારણું નમામી પદ્મ વારણમ ૨

કદં સુન કુંડલં સુચારૂ ગંડ મંડલં
વ્રજાંગ નૈક વલ્લભં નમામી કૃષ્ણ દુર્લભમ્
યશો દયા શમો દયા સગોપયા સનંદયા
યુતં સુખૈક દાયકં નમામી લોક નાયકમ્ ૩

સદૈવ પાદ પંકજં મદીય માનસે નિજં
દધાન મુત્ત માલકં નમામિ નંદ બાલકમ્
સમસ્ત દોષ શોષણું સમસ્ત લોક પોષણું
સમસ્ત ગોપ માનસં નમામિ કૃષ્ણ લાલસમ્ ૪

ભુવો ભરાવ તારકં ભવાબ્ધિ કર્ણ ધારકં
યશોમતિ કિશોરકં નમામિ દુગ્ધ ચોરકમ્
દ્રગન્ત કાન્ત ભંગિનં સદા સદીલ સંગિનં
દિને દિને નવં નવં નમામિ નંદ સંભવમ્ ૫

ગુણાકરં સુખાકરં કૃપાકરંદ કૃપાવરં
સુર દ્વિષ ન્નિકંન્દનં નમામિ ગોપ નંદનમ્
નવીન ગોપ નાગરં નવીન કેલી લંપટં
નમામી મેઘ સુંદરં તડીત્પ્ર ભાલ સત્પટમ્ ૬

સમસ્ત ગોપ નંદનં હૃદં બુજૈક મોહનં
નમામી કુંજ મધ્યગં પ્રસન્નભાનુ શોભનમ્
નીકામ કામ દાયકં દ્રગન્ત ચારૂ સાયકં

રસાલ વેણું ગાયકં નમામી કુંજ નાયકમ્. ૭
વિદગ્ધ ગોપીકા મનો મનોજ્ઞ તલ્પ શાયિનં
નમામી કુંજ કાનને પ્રવૃધ્ધ વહ્નિ પાઇનમ્
યદા તદા યથા તથા તથૈવ કૃષ્ણ સત્કથા
મયા સદૈવ ગીયતાં તથા કૃપા વિધીયતામ્. ૮

## પિલુ રાગેણ ગીયતે.

માનસ ચીન્યચારૂ ચરિત્રં પ્રેમવતી નૃપ પુત્રં પવિત્રં માનસ.

નૂતન મુદિરદ પિત મંજુકાયે
ચન્દ્ર વિશદ વસના નિધરન્તં માનસ૦

કેસર તિલક લલિત નીજ ભાલે
કુંકુંમ ચન્દ્રક ધર મભિરામં. માનસ૦

બિંદુ પરિષ્કૃત શુભ શ્રુતિ યુગ્મે
રત્ન સુશોભિત કુણ્ડલ ધારં. માનસ૦

અમ્બક મધુપ લસિત લપનાબ્જે
કુન્દ મુકુલ સમહા સંદધાનં માનસ૦

રેખા વિરાજીત વર કમ્બુ કણ્ઠે
પુરૂ વિધ પુષ્પ કનક મણિ હારં. માનસ૦

વિષધર વિગ્રહ કલ્પ કર દ્વયે
પુષ્પર ચિત વલયાંગદ ધારં. માનસ૦

હરિમદ હરતનુ મંજુલ કટયાં.
નંગ ખચિત ચામીકર રસના ઠયં. માનસ૦

કરી કર કદલી કર ભસમ સકિંથ
સુષમ સુવૃત્ત મુકુર રૂપ જાનું. માનસ૦

નૂપુર નાદિત ચરણ મુદારં
નિષ્કામાનન્દ નિખિલતા પહારં માનસ૦



# સદ્‌ગુરૂની વાતો*

——(*)——

## "મુંબઇના ગવર્નર સર જોહન માલકમે શ્રીજી મહારાજને લખેલો વિનંતિ પત્ર તથા તેમને થયેલો શ્રીજી મહારાજનો સમાગમ.

━━[o]━━

મુંબઇના ગવર્નર સર જોહન માલકમ કાઠીયાવાડમાં રાજ્યસ્થાનોની તપાસ કરવા નીકળેલા, તેણે દરેક ઠેકાણે સ્વામીનારાયણના પ્રતાપની વાતો સાંભળેલી કે, "ગુજરાતના ભીલ, કોળી, અને કાઠીયાવાડના કંટા કાઠી લોકો વિગેરેને વશ રાખવાનું જે રાજા મહારાજાઓને અને અંગ્રેજ સરકારને પણ મુસ્કેલ જણાયેલું તે આ સ્વામીનારાયણના ઉપદેશથી બ્રાહ્મણના જેવાં ધર્મ પાળી રહ્યા છે અને તે સ્વામીનારાયણ ભગવાન કહેવાય છે." તેવી વાતો સાંભળેલી. તે ઉપરથી તેઓ ફરતાં ફરતાં રાજકોટ આવ્યા ત્યારે શ્રીજીના દર્શન કરવાની ઘણી ઉત્કંઠા થઈ તેથી પોતાના સેક્રેટરી મી૦ ટોમસ વીલીયમને કહ્યું કે "સ્વામીનારાયણ ગઢડે છે તેને બહુ વિનયથી મારા સલામ સાથે કાગળ લખો અને વિનંતિ કરો કે અમને તમારા દર્શનની બહુ અભિલાષા છે. તો તમે કૃપા કરીને અહીં રાજકોટ રાજકોટ પધારો." સેક્રેટરીએ તે પ્રમાણે કાગળ લખી સ્વારની સાથે ગઢપુર મોકલ્યો, તે કાગળ સં. ૧૮૮૬ ના મહા વદ ૧૨ ને દિને ગઢપુર આવ્યો ને મહારાજને આપ્યો

---

* આ મથાળા નીચેનો કેટલોક ભાગ સંતો પાસેથી સાંભળેલો છે.

આ વખતે **મહારાજને** શરીરે સ્વસ્થતા ન હોવાથી જવાબ લખી મોકલ્યો કે "શરીરે સારૂં નથી તેથી અમારાથી અવાશે નહિ." ગવર્નર સાહેબે મહારાજની બહુ પ્રસંશા સાંભળેલી તેથી મલવા આતુર હતા અને રાજકોટના પોલીટીકલ એજન્ટ મી૦ બ્લેનને પણ શ્રીજી મહારાજ સંબંધી હકીકત પુછતાં તેમણે પણ શ્રીજી અને તેમના સંતોના સદ્વર્તનને માટે પોતાનો જે ઉંચો મત બંધાયેલો હતો. ખુલ્લા દીલથી જાહેર કર્યો અને સ્વામી નારાયણનું કાઠીયાવાડમાં આવવું ઘણુંજ સંતોષકારક જણાવ્યું. આ હકીકતથી તો ગવર્નર સાહેબની ઉત્કંઠા અતિ તિવ્ર વધી તેમણે પોલીટીકલ એજન્ટ મી. બ્લેનને કહ્યું "તમે સ્વામીનારાયણને બીજો કાગળ બહુ વિનયભર્યો લખો તેમાં મારા ખાસ ઘણા ઘણા સલામ લખો ને જરૂર તુરત પધારે તેમ કરો." તેથી મી૦ બ્લેને બીજો કાગળ નં૦ નં૦ ૫૪૩ તા૦ ૨૨ ફેબ્રુઆરી ૧૮૩૦ સંવત ૧૮૮૬ માહા વદી ૧૪ સોમવારને દિને ઓફિશ્યલી બહુ વિનયથી લખ્યો કે, "સ્નેહાંકિત હું કાઠીયાડનો એકટીંગ પોલિટીકલ એજન્ટ મી૦ બ્લેન તે મુંબઇના નામદાર ગવર્નર સાહેબ, સર જોહન માલકમના કહેવાથી આપ દયાળુ મહા કૃપાળુ સર્વ શુભઉપમા લાયક, જ્ઞાનદાતા અને સર્વ સદગુણના ભંડાર એવા તમો સ્વામીનારાયણને બારંવાર નમનતાથી સલામ સાથ વિનંતિ કરૂં છું કે ગવર્નર સાહેબને આપને મળવાને બહુ ઇચ્છા છે ને આપ જો રાજકોટ પધારી મળશો તો મારા ઉપર ઉપકાર થશે અને સાહેબ બહુ ખુશી થશે. માટે દયા કરી જરૂર પધારશો."

એમ લખી પોતાની સહી કરીને કાગળ બીડીને સ્વારની સાથે ગઢડે મોકલ્યો, મહારાજે તે કાગળ વાંચ્યો અને બહુ ખુશી થયા, પછી સર્વે સંતોને કહે જે "સાહેબે આપણા ઉપર બે કાગળો

લખ્યા, હજુ ત્રીજો કાગળ લઇને સાધુ આવે છે, પણ આપણે હવે રાજકોટ જવાની તયારી કરો." તેમ કહી **ગોપાળાનંદ સ્વામી** આદિક સદ્‌ગુરૂઓ સાથે **મહારાજ** રાજકોટ જવા નીકળ્યા. રસ્તામાં સાધુઓ મળ્યા તેમણે ગવર્નર સાહેબનો કાગળ આપ્યો અને કહ્યું જે "ગવર્નર સાહેબ આપને મલવાને બહુ આતુર થઇ રહ્યા છે અને ઉદાસ થઇ કહે છે કે મહારાજને મળાયું નહિ અને હવે મુંબઇ જવાનો વખત થયો છે." તેવું કહી તેમણે સેક્રેટરી મી૦ ટોમસનને કહ્યું જે "ભગવાન દયાળુ હોય માટે ત્રીજો પત્ર લખો ને તેમાં મારા ઘણાં ઘણાં સલામ લખી નમ્રતા સાથે પ્રાર્થના કરો કે તમારા દર્શન થયા વિના પારાવાર દીલગીર છું. જો આપનો મેળાપ થશે તો મને બહુજ આનંદ થાશે." તે પ્રમાણે કાગળ લખીને અમોને આપ્યો છે તે કાગળ મહારાજ વાંચી ઘણા ખુશી થયા. પછી પોતે રાજકોટ તરફ આગળ ચાલ્યા.

રાજકોટ પહોંચ્યા પછી ગવર્નર સાહેબ ઘણીજ ધામધુમથી વાજા તથા તેની નિશાન સાથે રાજામહારાજાઓ સહિત પોલિસની પલટન સાથે, વાજતે ગાજતે મહારાજને એડીને દરવાજેથી ગામમાં લાવ્યા. ત્યાંથી કોઠારીયાને દરવાજે થઇ ફુલવાડીમાં તેમને માટે તૈયાર કરેલા તંબુમાં ઉતારો આપ્યો.

બીજે દિવસે મહારાજે પોતાના માણસને સાહેબ પાસે મોકલ્યા અને કહેવરાવ્યું કે "મહારાજ તમને મલવાને માટે એકાંતમાં આવે કે સાહેબ અને રાજાઓની કચેરી થાય ત્યાં આવે? તેના જવાબમાં સાહેબે કહેવરાવ્યું કે 'મારે એકાંતનું કામ નથી, મારે તો નારાયણ સ્વામીના દર્શન કરવા છે" પાર્ષદોએ આવી તે પ્રમાણે મહારાજને વાત કરી એટલે પોતે મીયાનામાં

બેસી સાહેબને બંગલે પધાર્યા. તે વખતે **બ્લેન સાહેબ** દરવાજા પાસે ઉભા હતા તેમણે મહારાજને જોયા કે તરતજ ટોપી ઉતારીને પગે લાગ્યા. ને મહારાજનો હાથ ઝાલી ચુંબન કર્યું, પછી મહારાજને બંગલામાં મોટા સાહેબે પાસે લઇ ગયા. મોટા સાહેબ તથા બીજાઓ મહારાજને આવતાં જોતાંજ ઉભા થઇ ગયા, ટોપી ઉતારીને પગે લાગ્યા ને હાથ ઝાલીને સોનાની ખુરસી ઉપર પધરાવ્યા. પછી હાથ જોડીને પુછ્યું કેઃ—

"**મહારાજ,** તમે શરીરે સુખી છો?"

**મહારાજે** પુછ્યું તમે સુખી છો? ત્યારે સાહેબે કહ્યું કે "**હા મહારાજ,** તમારા પ્રતાપથી સુખી છું."

પછી સાહેબે **મહારાજની** પુજા કરવા માટે સામાન મંગાવ્યો. પ્રથમ **મહારાજને** અત્તર છાંટયું, ને ગુલાબજળ છાંટયું ને પછી સર્વે સભાને છાંટયું પછી મહારાજને હાર તોરા પહેરાવ્યા ને પાનબીડાં આપ્યા ભારે શાલો ઓઢાડી, ને ફુલના ગજરા આપ્યા પછી ટોપી ઉતારીને બોલ્યા કે '**હે નારાયણ સ્વામી!** અમારા અચ્છા કરજો અમારા દુશ્મનનાભી અચ્છા કરજો" તેથી **મહારાજ** બહુ ખુશી થયા. પછી સાહેબે પુછ્યું જે **હે મહારાજ!** તમારી આજ્ઞામાં બહુ મનુષ્યો વર્તે છે ને અમો બહુ દાખડો કરીએ છીએ છતાં વરતતાં નથી તેનું શું કારણ?"

**મહારાજે** કહ્યું કે 'અમે એક શાસ્ત્ર કર્યું છે તે પ્રમાણે અમારી આજ્ઞા મુજબ સૌ વર્તે છે."

ત્યારે સાહેબે કહ્યું કે 'તે શાસ્ત્ર કયું? અમને દેખાડશો? જવાબમાં **મહારાજે** પોતાના ઉતારેથી શિક્ષાપત્રી મંગાવીને સાહેબને

બતાવીને સભામાં વાંચી સંભળાવી. આથી સાહેબ ઘણા ખુશી થયા ને કહ્યું કે 'એ પુસ્તક અમને આપશો? **મહારાજે** તરતજ પોતાને હાથે ઉંચકીને આપ્યું જે સાહેબે બે હાથ જોડી લીધું ને આંખે અડાડીને તથા માથે ચડાવીને તે પુસ્તક પોતાની પાસે રાખ્યું.

ત્યાર પછી **મહારાજે** સાહેબને કહ્યું કે 'આ દાદો ખાચર તમને નઝરાણાંમાં ઘોડો આપે છે" આ સાંભળી સાહેબે કહ્યું કે 'તમે અમને આ શાસ્ત્ર આપ્યું છે તે લાખ ઘોડા આપ્યા તેમ સમજું છું" પછી દાદા ખાચરને કહ્યું કે 'તમારા બડા ભાગ્ય જે **નારાયણ સ્વામી** તમારે ઘેર બીરાજે છે ને આવા પાદરી લોક કાયમ તમારે ઘેર રહે છે તે તમને ધન્ય છે."

તે વાર્તા થયા પછી **મહારાજ** ત્યાંથી ઉઠયા, સાહેબ ટોપી ઉતારી પગે લાગ્યા ને બંગલાના બારણા સુધી વળાવા આવ્યા. ત્યાંથી રજા લઈ તરતજ **મહારાજ** રાજકોટથી ગઢપુર તરફ આવવા નીકળ્યા.

---

# અમદાવાદના કલેકટરને

## થયેલો મહારાજનો ચમત્કાર.



ફ્રાન્સમાં રહેનારો એક અંગ્રેજ અમલદાર એક વખત પારીસના જંગલમાં શીકારે નીકળ્યો હતો. હમેશની પોતાની ટેવ મુજબ આ વખતે પણ પોતે એકલોજ નીકળેલો. ફરતાં ફરતાં તે એક અતિશય ગીચ અને ઝાડીવાળા પ્રદેશમાં આવી પહોંચ્યો પોતાના શિકારની શોધ માટે જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તે એકદમ વેરાન ને બીહામણા જંગલમાં પ્રવેશ કરતો ગયો, તેણે આગળ દ્રષ્ટિ લંબાવી તો દુરથી કોઇ હિંસક પ્રાણી તિવ્રગતિથી તેની તરફ ધસતું આવતું તેણે જોયું, જેવું તે પ્રાણી વધારે નજીક આવ્યું કે તરતજ તે અંગ્રેજ એકદમ બીધો અને ભયનો ચિત્કાર તેના મુખમાંથી સરી પડયો કે " ઓહો, આ સાવજ આવે છે, કોઇ બચાવો." આં પ્રમાણે તે એકદમ ભયભીત બની ગયો પણ આવા ગાઢ વેરાનમાં તેને બચાવનાર કોણ હોય ? પોતાના પાસે રીવોલ્વર હતી તેમાંથી તે સાવજ સામી ગોળી છોડી જે નિષ્ફળ નિવડવાથી તે એકદમ હતાશ થઇ ગયો. હવે ફકત તેની વાસે એકજ ગોળી હતી જે તેણે જેવો સાવજ તેની નજદીકમાં આવ્યો કે તરજ નીશાન તાકીને છોડી તે ગોળી સાવજના માથમાં બરાબર લાગી પણ તેથી તેને બહુ ઇજા થઇ નહી. સાવજ આથી વધારે ખીજાયો અને જેવો તે અંગ્રેજની ઉપર ત્રાપ મારવા જાય કે તરતજ તે સાવજ અને અંગ્રેજની વચ્ચે કોઇ * રમ્ય મુર્તિ ખડી

* કેટલાક કહે છે કે આ રમ્ય મૂર્તિ શ્રીજીનો હાથજ દેખાયેલો.

થયેલી જોઇ. આ અલૌકિક અને તેજસ્વી મૂર્તિ નિહાળતાં સાવજ એકદમ શાન્ત પડી ગયો અને તેને નમન કરીને તરતજ ચાલ્યો ગયો. પેલો અંગ્રેજ તો એકીટસે જોયાજ કરે છે અને વિચારે છે કે મને બચાવનાર આ મૂર્તિ કોણ છે? નહિં ધારેલી દૈવી સહાય્ય આપી મૃત્યુના મુખમાંથી મને ઉગારનાર આ કોણ હશે? આ પ્રમાણે વિચાર કરતો ઉભો છે તે વખતે તરતજ મૂર્તિ એકદમ અદ્રશ્ય થઇ ગઈ. પેલો અંગ્રેજ, પોતાનો જાન બચવાથી ખુશી થતો પાછો ફર્યો પણ તેના હૃદમાંથી પેલી રમ્ય મૂર્તિ ઘડી એક પણ ખસી નહી રાત દિવસ એજ ઝંખ્યા કરે. તે સ્વરૂપ તેના ધ્યાનમાં બરાબર કોતરાઇ રહ્યું.

ભાગ્યવશાત્ તેજ અંગ્રેજ અમલદાર અમદાવાદમાં કલેકટર નીમાવાથી તેને હિંદુસ્થાનમાં આવવું થયું તે વખતે પોતાને ખબર નહિ હતી કે સાવજના મુખમાંથી મને બચાવનાર તે રમ્ય મૂર્તિ આજ દેશમાં પ્રગટ પરમાત્માના અવતાર રૂપે વિચરે છે. પોતાનો જીવ બચાવનાર તે ચમત્કારી મૂર્તિનું ફરીથી દર્શન મેળવવાને તેની લાંબા વખતની જીજ્ઞાસા, અને રાત દિવસની ઝંખનાનો અંત હવે થોડાજ વખતમાં આવશે તેની તેને હજુ કાંઈ ખબર નહોતી.

આ સમયમાં અમદાવાદમાં અન્ય પાખંડી મતવાળા અને વેરાગી બાવાઓનું બહુ જોર હતું તેથી **સ્વામીનારાયણના** સાધુઓને અમદાવાદમાં આવી ઉતરવાને કયાંઈ સ્થાન નહોતું. એક તખત **શ્રીજી મહારાજ** ગઢડામાં સભા કરીને બેઠા હતા તે વખતે તેમણે **મુકતાનંદ** સ્વામીને કહ્યું "સ્વામી આપણા સાધુઓને અમદાવાદમાં કાયમ ઉતરવાનું થાય તેવું કરવું છે, માટે તમે પાંચ સાધુઓ સાથે અમદાવાદ જાઓ."

**મુક્તાનંદ સ્વામિએ** કહ્યું: "**મહારાજ** હજુ એક સાધુને ઉતરવાનું મુશ્કેલ છે તો પાંચ સાધુઓ લઇને કયાં સમાવેશ કરવો ?

**મહારાજે** કહ્યું: "પચીસ સાધુઓને લઇને જાઓ"

**મુક્તાનંદ સ્વામિ** વિસ્મય પામીને બોલ્યા : **પણ મહારાજ!** પચીસ સાધુ મોકલીને **શું** તમારે ભુખે મારી નાખવા છે."

**મહારાજે** જવાબ આપ્યો--"પચાસ સાધુઓ લઇને જાઓ." આ ઉપરથી **મુક્તાનંદ** સ્વામીએ વિચાર કર્યો કે હવે જો ફરીથી હું કહીશ તો **મહારાજ** તેથી બમણા સાધુઓને લઈ જવાનું કહેશે માટે મૌન સેવવું સારૂં છે પછી **મુક્તાનંદ** સ્વામીએ કહ્યું- '**ભલે મહારાજ** ! જેમ આપ કહો તેમ કરીએ.

પછી **મહારાજે** પચાસ સાધુઓ સાથે મોકલીને **મુક્તાનંદ** સ્વામીને અમદાવાદ તરફ વિદાય કર્યા.

**મુક્તાનંદ** સ્વામી અમદાવાદ પહોંચ્યા પછી તેમણે વિચાર કર્યો કે ગામમાં ઉતારો રાખવાનું તો બનશે નહી તેથી તેમણે પોતાનો ઉતારો કાંકરીયા તળાવની પાળ ઉપર એક સુંદર વૃક્ષ નિચે રાખ્યો સાંજના છ નો સમય હતો તે વખતે **મુક્તાનંદ** સ્વામી તે વૃક્ષની નીચે પોતાના આસન ઉપર ધ્યાનમાં બેઠા હતા, તે ધ્યાનમાં એટલા બધા તો તલ્લીન અને એકાકાર થઇ ગયા હતા કે પોતાના આજુબાજુનાની કે પોતાના દેહની શું સ્થિતિ છે તેની પણ તેમને ખબર નહોતી. આ વખતે તે વૃક્ષના થડની અંદરથી એક મોહટો નાગ નીચે ઉતર્યો અને **મુક્તાનંદ** સ્વામીના મસ્તકની પાછળ થડની ઓથે રહી પોતાની ફેણુ **સ્વામી**ના મસ્તક ઉપર ઉંચી રાખી આનંદથી ડોલવા લાગ્યો.

આ દ્રશ્યને તળાવ પાસે સ્મશાનમાં ગામના કોઇ શેઠીયાના પુત્રને દહનક્રિયા કરવા આવેલા માણસોએ જોયું અને તેઓ અતિ આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે ખરેખર આ કોઈ મહાત્મા છે. તેઓએ ગામમાં આવી સૌને વાત કરી તેથી સૌને **સ્વામીનારાયણના** સાધુ ઉપર પુજ્યબુદ્ધિ ઉપજી.

બીજે દિવસે સવારે નવ વાગ્યાને સુમારે **મુકતાનંદ** સ્વામી એ ત્રણ શિષ્યો સાથે ઝોળીએ નીકળ્યા હતા, ફરતાં ફરતાં તેઓ ભદ્રકાળી પાસેના ચોગાનમાં આવી **"નારાયણ હરે સચ્ચિદાનંદ પ્રભુ."** તે પ્રમાણે ભિક્ષા માંગવાના આહ્વાહન તરીકે બુમ મારી, આ અવાજ ભદ્રકાળીમાં આવેલા **કલેકટર** સાહેબે સાંભળ્યો કે તરતજ તેને વિચાર સ્ફુર્યો કે "અહો ભિક્ષા માંગવાના આ શબ્દોમાં કેવી મધુરતા છે!" તેથી તે સાધુને મલવાને પોતાની ઈચ્છા થઇ તરતજ તેમણે પોતાના મોતીરાવ નામના કલાર્કને કહ્યું કે "બહાર ઉભેલા સાધુઓને અહિં બોલાવ" ત્યારે મોતીરાવે કહ્યું કે "સાહેબ! એ તો **સ્વામીનારાયણના સાધુ** છે, તેઓ ઘણા પ્રપંચી છે તે લોકોને ભરમાવે છે અને તેઓ સ્ત્રી પાસે પુરૂષનો ત્યાગ કરાવે છે, અને પુરૂષને સ્ત્રીનો ત્યાગ કરાવે છે. પોતે કાંઇ જાણતા નથી અને વિદ્વાન હોવાનો ડોળ કરે છે." ત્યારે સાહેબે મોતીરાવને કહ્યું કે 'તે તો ઘણું સારૂં કહેવાય, તે સાધુ સ્ત્રીઓનો ત્યાગ કરી રહેતા હોય તો બ્રહ્મચર્યના પ્રતાપથી તેઓ ઘણું સારૂં કામ કરી શકે માટે તું તે સાધુને અહીં બોલાવ, આપણે તેને પુછી ખાત્રી કરીએ." આમ સાહેબનો હુકમ થવાથી કચવાતે મને મોતીરાવ ઉભો થઈ બહાર ઉભેલા **મુકતાનંદ** સ્વામી તથા તેમની સાથેના બીજાસાધુને અંદર સાહેબ પાસે તેડી લાવ્યો.

**મુક્તાનંદ** સ્વામીનો રમ્ય ચ્હેરો અને બ્રહ્મચર્યની પ્રતિભા જોઈ સાહેબે સંતુષ્ઠ થઇ પુછ્યું,-

"મહાત્મન્ આપ કોણ છો ?"

**સ્વામીએ** જવાબ આપ્યો:--'અમે **સ્વામીનારાયણના** સાધુ છીએ."

**સાહેબે** પુછ્યું,-"**સ્વામીનારાયણ** કોણ છે અને તે ક્યાં છે ?"

**સ્વામીએ** જવાબ આપ્યો--'**સ્વામીનારાયણ** એ સાક્ષાત્ પરમાત્મા છે. તમે જેને ખુદા કે પેગમ્બર કહો છો તેને અમે પરમાત્મા તરિકે ઓળખીએ છીએ, તેઓ અમારા ધર્મગુરૂ છે અને કાઠિઆવાડમાં આવેલા ગઢપુર ગામમાં તેઓ વિચરે છે.

**સાહેબે** પુછ્યું,--**સ્વામીનારાયણ** અહીં કેમ નથી આવતા ?"

**સ્વામીએ** જવાબ આપ્યો--'થોડા વખત પહેલાં અહીં પેશ્વાનું રાજ્ય હતું તે વખતે તેમણે **સ્વામી**નાયણને અમદાવાદમાં આવવાની મનાઇ કરી છે, તેઓ અમારા દ્રેશી હતા અને એક વખત **સ્વામી**નારાયણનો જીવ લેવા માટે તેઓએ એક તેલની ટાંકી તૈયાર કરાવી તેની ઉપર તુટેલી ખુરશી મુકાવી હતી, અને ઉપર સિંહાસન જેવો દેખાવ કરી, **સ્વામી**નારાયણને તેની ઉપર બેસવા કહેલું પણ અમારા ગુરૂ એ સાક્ષાત્ પરમાત્મા હોઇ, તે આ બાજી જાણી ગયા હતા એટલે પેશ્વા આમાં નાશીપાસ થયા હતા, તેઓએ દ્રેષને લીધે એવો હુકમ બહાર પાડયો છે કે જ્યાં સુધી પેશ્વાનું રાજ્ય રહે ત્યાં સુધી **સ્વામીનારાયણને** અમદાવાદમાં પગ મુકવો નહી. આ કારણથી તેઓ અહીં આવતાં નથી."

સાહેબ આ હકીકત સાંભળી અજાયબ થયા અને તેમને લાગ્યું કે સ્વામીનારાયણ કોઇ મોટા પુરૂષ હશે પછી તેમણે **મુકતાનંદ** સ્વામીને પુછ્યું,—" **મહારાજ !** અત્યારે અમદાવાદમાં કયાં પેશ્વાનું રાજ્ય છે ? અત્યારે સરકારની હકુમત છે એટલે હવે તેમને આવવામાં હરકત નથી માટે તેમને ગઢપુરથી અહીં તેડાવો, મારે તેમને જોવાની ઇચ્છા છે."

**સ્વામીએ** કહ્યું,— 'ભલે, હું તેમને ત્યાં જઈ અહીં તેડી લાવું છું." આમ કહી સ્વામી જવા માટે ઉભા થયા, એટલે સાહેબ હેટ ઉતારી પગે લાગ્યા.

**મુકતાનંદ** સ્વામીએ બહાર આવી ઉતાવળથી પોતાના આસને જઇ સર્વે સાધુને લઈ ગઢપુર જવા પ્રયાણ કર્યું. ગઢડા પહોંચી **સ્વામીએ શ્રીજી મહારાજને** સર્વે હકીકતથી વાકેફ કર્યા અને જલદી અમદાવાદ જવાનું કહ્યું.

આ હકીકત સાંભળી **મહારાજે** અર્થસુચક મૌન સ્મિત કર્યું પણ તેનો કાંઇ અર્થ **મુકતાનંદ** સ્વામી સમજી શકયા નહી. પછી **શ્રીજી મહારાજ** પોતાના સાધુ મંડળ તથા કાઠી, ગરાસીયા, રજપુત વીગેરે સ્વારોને લઇ માણકી ઘોડી ઉપર પોતે સ્વાર થઇ અમદાવાદ જવા માટે ઉપડયા, વરતાલથી જોબન પગીને પણ પોતાના અનુયાયીઓને લઇને આવવા કહ્યું. આ પ્રમાણે પુરદમામથી રસાલા સાથે **શ્રીજી મહારાજે** અમદાવાદની નજીક આવેલા જેતલપુર ગામની ભાગોળે વિશ્રાન્તિ લેવા પોતાનો પડાવ નાંખ્યો. આ હકીકતની ખબર અમદાવાદના કલેકટર સાહેબનો કલાર્ક મોતીરાવ કે જે સ્વામીનારાયણનો પુરેપુરો દ્વેષી હતો તેને પડી, તેથી તે ઉતાવળથી સાહેબ પાસે ગયો અને કહેવા લાગ્યો કે, 'સાહેબ ! તમે **સ્વામી-**

નારાયણને અહીં બોલાવ્યા છે તો તેમણે મોટું લશ્કર લઇને જેતલપરની ભાગોળે પડાવ નાંખ્યો છે તેઓનો ઇરાદો તમારા સાથે બળવો કરીને રાજ્ય લુંટી લેવાનો છે, માટે તેની તમે તપાસ જલદીથી કરો તો સારું."

સાહેબ તો આ હકીકત સાંભળી વિસ્મય પામ્યા અને તેમને પણ શંકા થવાથી તેઓ પોતે સાથે પાંચ ઘોડેસ્વારને લઇને જેતલપુર તરફ તપાસ કરવા નીકળ્યા.

**શ્રીજી મહારાજે** જાણ્યું કે સાહેબને શંકા થવાથી મારી ચિકિત્સા જોવા આવે છે, તેથી તેઓ પણ પાંચ સ્વારને લઇને જેતલપુરથી અમદાવાદ તરફના રસ્તે ફરવા જવાને બહાને નીકળ્યા. બે ગાઉને અંતરે રસ્તામાં આ બધું ભેગું એટલે સાહેબે દમામથી અવાજ કર્યો:-

"તમે કોણ છો ?"

**મહારાજે** કહ્યું,—"અમે સ્વામીનારાયણ છીએ."

સાહેબે પુછ્યું,—'આ સ્વાર કોણ છે અને શા માટે તમે તેમને સાથે રાખ્યા છે ?"

**મહારાજે** જવાબ આપ્યો,—"તે મારા અનુયાયીઓ છે જેઓને મેં ધર્મમાં પ્રવર્તાવેલા છે, જેણે કરીને તમે ગુજરાતમાં શાન્તિથી રાજ્ય કરો, અને તેઓ હંમેશાં મારી સાથેજ રહે છે."

સાહેબે કહ્યું,—ઠીક છે તમે અમદાવાદ આવજો અને વિશેષ વાતચિત ત્યાં કરીશું."

**મહારાજ** કહે—ભલે અમે ત્યાંજ આવીએ છીએ." આમ કહી બન્ને ત્યાંથી છુટા પડયા, અને મહારાજ પાછા જેતલપુર

આવ્યા તરતજ તેમની સાથે આવેલા **આધારાનંદ** સ્વામીને કહ્યું કે, "અમદાવાદના કલેકટર સાહેબનો ફ્રાન્સમાં આવેલો બંગલો એક કાગળ ઉપર ચિત્રો, અને ફુલીયામાં બગીચાનો દેખાવ કરો. તેમાં એક બદામનું વૃક્ષ આળેખો, બંગલાના ઓરડામાં આવેલો કબાટ તથા તેની અંદરના પુસ્તકો તથા શીશાઓ વિગેરે બરાબર ચિત્રો ત્યાર પછી બંગલાની બહાર એક જંગલનો દેખાવ કરો, તે જંગલમાં, શિકારે ઘોડા ઉપર નીકળેલા કલેકટરનો દેખાવ કરો તેની સામે એક સાવજનું ચિત્ર આપો અને તે બેની વચ્ચે અમારી છબી ચિતરો." આ પ્રમાણે કહયું' એટલે શ્રીજીની ઇચ્છાથી તેમના કહેવા મુજબ આધારાનંદ સ્વામીએ કાગળ ઉપર બધું ચિત્ર કરીને મહારાજને આપ્યું. પછી મહારાજ તે લઇને પોતાના પાર્ષદો સાથે અમદાવાદમાં ભદ્રકાળીમાં કલેકટર સાહેબ પાસે આવ્યા. સાહેબે તેમને જોઈ ઉભા થઇ નમસ્કાર કર્યો અને એક કીંમતી સિંહાસન ઉપર મહારાજને બેસાર્યાં પછી **મહારાજે** પેલો કાગળ સાહેબના ખોળામાં ભેટ મુકયો. સાહેબ તો આ કાગળનું ચિત્ર જોઈ એકદમ અજાયબ થઇ ગયા અને પોતે જંગલમાં શિકારે નીકળેલ ને સાવજના પંજામાંથી જે મૂર્તિએ બચાવેલા તે દષ્ય જોયું કે તરતજ પોતાને સ્મરણ થઇ આવ્યું કે.–'અહો, આ આકૃતિ બરાબર મળતી આવે છે. **સ્વામીનારાયણે** પોતેજ મને બચાવ્યો છે." તરતજ પોતે ખુરશી ઉપરથી ઉભા થઇ મહારાજના ચરણમાં ઢળી પડયા અને ગદ્ ગદ્ થઇને બોલ્યા,–'મને બચાવનાર આપ પોતેજ, મારા અપરાધ ક્ષમા કરો આપ પોતેજ ખુદા છો, જેની હું રાત દીવસ ઝંખના કરતો તેજ આ મૂર્તિ મને અનાયાસે મલી ગઇ." આ પ્રમાણે કાલીઘેલી ભાષમાં **મહારાજ**ની સ્તુતિ કરવા લાગ્યા અને બહુ બહુ નમસ્કાર કરી દીનભાવે પુછ્યું,–"ભગવાન્ મારા લાયક કાંઇ સેવા ?"

**મહારાજે** કહ્યું,—"હા, અમારા સાધુને અમદાવાદમાં ઉતરવાને માટે કયાંઇ જગ્યા નથી માટે તેવી કોઇ સારી જગ્યા જોઇએ છે."

સાહેબે કહયું,—"જેટલી જોઈએ તેટલી લ્યો, **મહારાજ!** હું તમારોજ છું, મારૂં કલ્યાણ કરો!"

**શ્રીજી મહારાજે** "તથાસ્તુ" કહી ત્યાંથી જવાની રજા લીધી. સાહેબ ફરી વખત ઉભા થઈ નમન કરી કમ્પાઉન્ડ સુધી **મહારાજને** વળાવવા ગયા પછી તરતજ **મહારાજ** ગઢડા જવા માટે વિદાય થયા. પોતાના કેટલાક સાધુને અહીં રાખતા ગયા.

સાહેબે મંદીર કરવા માટે એક સારી જગ્યાનો પ્લોટ જોઇએ તેટલો મફત, કાઢી આપ્યો. તેનો લેખ યાવર ચંદ્ર દિવાકર કરી આપ્યો. અને ત્યાં એક વિશાળ મંદીર બંધાવ્યું.

——(*)——

## વડોદરાના સયાજીરાવ મહારાજે સહજાનંદ સ્વામીને ભગવાન તરીકે કેવી રીતે ઓળખ્યા તેનું વૃત્તાંત.

[o]

ગાયકવાડી રાજ્યની ગાદી ઉપર **ગોવિંદરાવના** પુત્ર **સયાજીરાવ** આવ્યા તે વખને બીજા દેશી રાજ્યોની પેઠે આ રાજ્યમાં અંધાધુંધી ચાલતી નહોતી તેનું કારણ સયાજીરાવ પોતે મહાન્ સદ્‌ગુણી વિવેકી અને પ્રજાનું પુત્રની પેઠે પાલન કરનાર મહાન્ નિતિજ્ઞ અને બુદ્ધિશાળી રાજા હતા. નહાનપણથી તેમને ધર્મ ઉપર અતિશય શ્રદ્ધા હતી. ભગવાનની કથા સાંભળવી, દેવસેવા કરવી

અને ગરિબોને દાન આપવું, આ પ્રમાણેની તેમને સ્વભાવિક રૂચિ હતી. પૃથ્વિ ઉપર જે વખતે અધર્મનું જોર વધે છે તે વખતે સત્પુરૂષોનું રક્ષણ કરવા ભગવાન પોતે અવતાર ધારણ કરે છે એ ગીતા વાકયને તેઓ ચુસ્ત પણે માનનારા હતાઅને તેઓ માનતા હતા કે હાલનો સમય ગુજરાત કાઠીયાવાડમાં ધર્મની ક્રાન્તિનો પ્રવર્તે છે તેથી પરમાત્માનો અવતાર જરૂર થવો જોઇએ. આ પ્રમાણેની તેની માન્યતામાં તેમની સમીપે વસનાર શોભારામ શાસ્ત્રી, સદાશિવવિપ્ર, વિગેરેએ વધારો કર્યો. તેમણે સયાજીરાવને કહ્યું કે સર્વ અવતારના અવતારી અક્ષરાતિત પુર્ણપુરૂષોત્તમ ભગવાને અવતાર ધારણ કરેલો છે અને તેઓ '**સ્વામીનારાયણ**'ને નામે વિચરે છે. આ વાત સાંભલવાથી **સયાજીરાવના** વિચાર મકકમ થયા. અને કોઈ પણ પ્રકારે તે **સહજાનંદ સ્વામી**ના દર્શન કરવા માટે આતુર થઇ રહ્યા હતા. પણ પહેલા **સહજાનંદ** સ્વામી સ્વયં ભગવાન છે કે નહી તેની ખાત્રી કરવાને અને કસોટી કરવાને પોતાને વિચાર થયો. જેથી તેમણે અમરેલીથી પોતાના દિવાન બાબા સાહેબને તપાસ કરવા માટે ગઢપુર મોકલ્યા. દિવાન કેટલાક લશ્કરી માણસોને લઇને ગઢપુર આવે છે તે ખબર જાણી **શ્રીજી મહારાજ** તેમની સામે ગયા. દ્રષ્ટિ મેલાપથીજ, જેમ પવનને સપાટે બોરડી ઉપરથી બોર ખરી પડે તેમ સિપાઇઓ ટપોટપ પૃથ્વી પર પડી સમાધીવશ થયા. સર્વેએ શ્રીહરિને ખુદા પેગમ્બર રૂપે જોઇ બંદગી કરી. થોડીવાર પછી સમાધિમાંથી મુકત થયા પછી, બધા સિપાઇઓ **શ્રીજીને** નમ્યા અને ક્ષમા માંગી, આથી દિવાન ઉશ્કેરાયા અને તેણે કહ્યું કે "**સ્વામીનારાયણે**" બાબરીયો ભૂત સાધ્યો છે, ને તેની પાસે ઇન્દ્રજાળનો ગુટકો છે, વલી તે કામરૂદેશની વિદ્યા પણ ભણેલ છે તે સર્વેને મોહ પમાડી દે છે, તેમ કહી ગુસ્સે થઈ **મહારાજની** સામે

થયો કે તરતજ **મહારાજ** પોતાની માણકી ઘોડી ઉપર સ્વાર થઇ આકાશમાં વિહરતા તે દિવાનના જોવામાં આવ્યા આથી તે બીધો અને પાછો અમરેલી ચાલ્યો ગયો. હજુ પણ દિવાનને ખાત્રી થઇ નહી કે **સ્વામીનારાયણ ભગવાન છે.** તેથી તે વધુને વધુ દ્વેષ કરવા લાગ્યો. એક દિવસ કોઇ વિરાગી બાવાએ દિવાનને કહ્યું કે "**સ્વામીનારાયણ** એક જાદુગર છે, તેનામા બીજી કાંઇ તાકાત નથી, પણ તેની માણકી ઘોડીમાં બધો સમત્કાર છે તે લઈ લ્યો તો સારૂં થાય." આથી દિવાને એક દલા નામના ગરાસીયાને લાલચમાં નાંખી ગઢડા દાદા ખાચરના દરબારમાંથી તે ઘોડી ચોરી લાવવા મોકલ્યો ઇશ્વર ઇચ્છાથી તે ઘોડી છોડીને લાવ્યો ને દિવાનને ખબર આપ્યા, દિવાન આથી ખુશી થયા, પછી તે ઘોડીને જ્યાં બાંધી હતી ત્યાં જોવા જાય છે તો ઘોડીને બદલે ગધેડી જોઇ આથી દિવાન ખીજાયા અને પેલા દલાને બોલાવી ઠપકો આપી કહ્યું,—તું મારી મશ્કરી કરે છે?" ત્યારે દલાએ જવાબ આપ્યો,—"સાહેબ! હું તો માણકી ઘોડી લાવ્યો હતો પણ આ બાધો ચમત્કાર **સ્વામીનારાયણનો** છે અને તે ભગવાન છે તેથી આમ થયું."

આ સઘળી હકીકત દિવાને આવીને **સયાજીરાવને** નિવેદન કરી તેથી મહારાજા અતિ આશ્ચર્ય પામ્યા. ને તેઓને ખાત્રી થઇ કે '**સહજાનંદજી** મહાત્મા પુરૂષ છે.' તેમણે જાણ્યું કે વાઘણનું દુધ સોનાના વાસણ સિવાય જેમ ટકતું નથી તેમ પાત્રતા સિવાય સત્પુરૂષ ઓળખાતા નથી.

હવે **સયાજીરાવને શ્રીજીના** દર્શન કરવાની બહુ તિવ્ર અભિલાષા થઇ તેથી તેમણે પોતાના હાથે વરતાલ **શ્રીજી મહારાજને** કાગળ લખ્યો જે :—

"હે કૃપાનિધાન, અનંતકોટી બ્રહ્માંડના નાથ, ભકતવત્સલ ભગવાન ! આપને મારા કોટિ કોટિ નમસ્કાર છે. આપ મારા ઉપર મોટી મહેરબાની કરી, મને તમારો દાસાનુદાસ સમજી આપના સર્વે સંતો સહિત અત્રે પધારી આપનું દર્શન આપી મને સુખીયો કરો અને મારૂં ગ્રહ પાવન કરો.

આપ આવી શકો નહીં તો જ્યાં આપનો મુકામ હોય ત્યાં હું આવું તો દયા કરી પ્રત્યુત્તર લખવા કૃપા કરેશોજી.

લી૦ આપનો દાસ,

**શિયાજીરાવ** (ગાયકવાડ, વડોદરાનૃપ.)

આ પ્રમાણેનો કાગળ લખી ખાનગી દીવાન નારૂપંથ સાથે મોકલ્યો આ વખતે **શ્રીજી મહારાજ** વરતાલમાં વિરાજતા હતા. ત્યાં આવી ઇષ્ટદેવને દંડવત્ પ્રણામ કરી નેત્રમાં હર્ષાશ્રુ લાવી ભગવાનના દર્શન કરી પત્ર આપ્યો અને કહ્યું કે "**હે મહારાજ**! અમારા નૃપતિએ કહેવરાવ્યું છે કે આપ કુશળ ક્ષેમ હશો, અને આ ભકત ઉપર કૃપા લાવી વડોદરા પધારવા તસ્તી લેશો." આ પ્રમાણે કહી કાગળ આપ્યો.

**મહારાજ** ઘણા ખુશી થયા અને જવાબ લખી આપ્યો કે આવતી માગસર સુદ ૧૩ ને દિને સંતો સહીત વડોદરા આવીશું."

આ પ્રમાણેનો ઇષ્ટદેવનો પત્ર દીવાન નારૂપંથ સાથે આવેલો તે વાંચી નૃપતિ ઘણા ખુશી થયા ને પોતાના નગરમાં ધજા પતાકાઓથી શોભા કરાવવા માંડયા.

**શ્રીજી મહારાજ** પોતાના ભકતને દર્શન દેવા પોતાના સંતો સહીત વડોદરા આવ્યા, **સયાજીરાવ**ને ખબર પડી એટલે પોતે રાજકુમારો સાથે, તથા બધા અમલદારો તથા શહેરીઓને લઇને સ્વારી કાઢી સામૈયું કરવા ગયા. **સયાજીરાવે શ્રીજી મહારાજને** નમસ્કાર કરી, અત્રે પ્રેમથી પાદોદક પીધું, પછી તેમને અતિ સ્નેહ કરીને હાથીની અંબાડી ઉપર બેસાર્યા, વચમાં **શ્રીજી મહારાજ** પાછળ નારૂપંથ દીવાન ચમર ઢોળતા આ પ્રમાણે હાથીની અંબાડી ઉપર બીરાજ્યા.

પછી બીજા હાથીની અંબાડી ઉપર અયોધ્યા પ્રસાદજી અને રઘુવીરજી મહારાજને બેસાર્યા, ત્રીજા હાથીની અંબાડી ઉપર શુક **મુનિ**, અને **મુકતાનંદ** સ્વામીને બેસાર્યા. ચોથા હાથીની અંબાડી ઉપર **ગોપાળાનંદ** સ્વામી, **નિત્યાનંદ** સ્વામી ને **બ્ર**હ્માનંદ સ્વામીને બેસાર્યા ત્યાર પછી રથ પાલખીઓની અંદર બીજા સંતોને બેસાર્યા. આ પ્રામાણે હાથીની અંબાડી ઉપર પુર દમામથી, નોબત સરણાંઇ અને અનેક તરેહના વાજીંત્રો સહીત, '**જય સ્વામીનારાયણ" ના** ગગનભેદક ઘોષ કરતા કરતાં **સયાજીરાવ** મહારાજે **શ્રી હરીનું** સામૈયું કર્યું, ગામના લોકો ચારે ચૌટે ટોળાં મળીને સામૈયાના દર્શન કરવાની રાહ જોવા લાગ્યા નાના બાળકો અને સ્ત્રીઓ તો પોતાના મકાનોની મેડી ઉપર ચડીને બારીઓમાંથી દર્શન મેલવવા ઘણા આતુર જણાતા હતા. આ વખતે આખા વડોદરા શહેરમાં ચોરે ચકલે ગલીએ ગલીએ ને દરેક બજારમાં અતિ આનંદ છવાઇ રહયો હતો, ઘેર ઘેર તોરણો લટકાવેલા હતા. કેટલાંક પોતાના ઘરના દ્વાર પાસે કુંમકુંમ અબીલના સાથીયા પુરાવ્યા હતા. આખા ગામની સ્ત્રીઓ પોતાના ઉંચામાં ઉંચા વસ્ત્રો તથા ઘરેણા પહેરી પોતાના બાળકોને રડતા મુકી, મંગળકારી ગીતો ગાતી

ગાતી પ્રભુના દર્શનની રાહ જોતી હતી, ખરેખર આ વખતનો આનંદ અવર્ણનીય હતો. **શ્રીજી મહારાજ**ની સ્વારી પુરી ધામધુમથી બજારમાં ચાલી આવતી હતી. શરૂઆતમાં પોલીસોની પલટન. ત્યાર પછી કાઠીયાવાડી, કચ્છી, અરબી વિગેરે જાતના ઘોડા ઉપર સ્વાર થયેલી પોલીસની પલટન, પછી વાજાં તથા શરણાઇઓ વાળાની હાર ખરેખર દીલમાં ઓરજ વધારો કરતી હતી ત્યાર પછી **સયાજીરાવ** મહારાજા તથા તેમના કુંવરો તથા ગામના અમલદારો તથા પ્રજાજનોની લાઇન ધીરી ગતીથી ચાલી આવતી હતી, પછી પુલોના હારોથી તથા અમુલ્ય વસ્ત્રાલંકારોથી શણગારેલા હાથીની રત્નજડીત અંબાડી ઉપર **શ્રીહરિ**ની સ્વારી નીકલી, સાક્ષાત્ પરમાત્માનું અનાયાસે દર્શન મેળવવાથી લોકો હર્ષઘેલા થઇ દુરથી મહારાજના ઓવારણાં લેવા લાગ્યાં, અને અંતરથી નમસ્કાર કરવા લાગ્યા. ધીરે ધીરે સ્વારી આગળ વધતી રાજમહેલ પાસે આવી, એટલે **સયાજીરાવ** મહારાજે હાથીની પાસે આવી **મહારાજ**ને નીચે ઉતાર્યા ને પ્રણામ કીધા, પછી રાજમહેલમાં લઈ જઈ સુવર્ણના સિંહાસન ઉપર બેસાર્યા, પછી તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યા જે "**હે મહારાજ!** આ દાસને આપે અહીં પધારી ઘણો આભારી કર્યો છે મારા આપને કોટિ કોટિ નમસ્કાર છે" આ પ્રમાણે કહી રાજમહેલની અંદર પોતે મોટી સભા ભરાવી. સિંહાસન ઉપર મહારાજને બેસાર્યા પાસે પોતે પછી અમલદાર વર્ગ તથા પ્રજાજનો બેસાર્યા, **મહારાજની** બીજી બાજુ **મુક્તાનંદ** સ્વામી **ગોપાળાનંદ** સ્વામી તથા બીજા સંતો તથા પાર્ષદોને ઉંચા આસન ઉપર બેસાર્યા, આ પ્રમાણે મોટી સભા ભરી, પછી પુજાનો સામાન સંગાવી **શ્રીજી મહારાજ**ની આરતી ઉતારી પુજા કરી, પછી "**જય સ્વામીનારાયણ**" ની ધૂન્ય બોલાવી, આ પ્રમાણે ધૂન્ય ચાલે છે ત્યાં તો એક અજાયબી ભરેલો બનાવ બન્યો અને સૌના હૃદય તે તરફ આકર્ષાયા.

**શ્રીજી મહારાજની** દીવ્ય મુર્તિમાંથી, એક જબરજસ્ત તેજનો રાશિ ઉત્પન્ન થયો, આખો મહેલ તેજના પ્રકાશથી ઝળહળી રહયો, **સયાજીરાવે શ્રીજી મહારાજની** આકૃતિ ચતુર્ભુજરૂપે જોઈ, શંખ, ચક્ર ગદા પદ્‌મ એ આયુધો સહિત, દિવ્યરૂપે તેમણે દેખ્યા આથી તો સયાજીરાવના આનંદની અવધી વળી, તેતો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, અતિ દીન બની મહારાજની સ્તુતિ કરવા લગ્યા.

આ પ્રકારનો અપુર્વ ચમત્કાર જોઈ સર્વે સભાજન અતિ સંતુષ્ટ થયા અને શ્રીજી **મહારાજને** સાક્ષાત્ ભગવાન્ સમજી તેમને ઉપાસવા લાગ્યા. પેલા અમરેલીવાળા દીવાન બાબાસાહેબ પણ અહિ હાજર હતા પણ તેમણે મહારાજને હજુ સુધી સાક્ષાત્ પરમાત્મા તરીકે ઓળખ્યા નહિ, પણ તેમને એક જાદુગર સમજી હેરાન કરવાના મનસુબા કરવા લાગ્યો

શ્રીજી **મહારાજ** અનેક ચમત્કારો બતાવતાં ત્રણ દીવસ સુધી સયાજીરાવના મહેમાન તરીકે રહ્યા, પછી વરતાલ જવા માટે તૈયારી કરી, જેટલી ધામધુમથી સયાજીરાવે સામૈયું કર્યું તેટલીજ ધામ-ધુમથી **મહારાજ** તથા સંતો તથા પાર્ષદોને નમસ્કાર કરી વિદાય કર્યા ઘણા દુર સુધી વળાવવા ગયા અને પછી **શ્રી**જીના આગ્રહથી **સયાજીરાવ** વડોદરા તરફ પાછા ફર્યા. ત્યાર પછી **સયા**જીરાવ શ્રીજી **મહારાજ**ના એકાંકિત ભક્ત તરીકે રહયા.

કહેવાય છે કે,—સયાજીરાવ મહારાજે **શ્રી**જીને વિદાય કરતી વખતે શિરપાવ તરીકે કરઝણ નામે એક ગામ તથા એક હાથી ભેટ આપ્યા, કેટલાક વખત પછી ગામનો વહીવટ કરવાનું **મહારાજને** નહિં રૂચવાથી તે ગામ વડોદરાને પાછું સોંપ્યું, તેના બદલામાં

ર વર્ષે રૂ. ર૭૦૦ સતાવીસ સો રૂપીયા વડોદરા રાજ્ય તરફથી **સ્વામીનારાયણ** મંદિરમાં આપવાનો હુકમ થયો, હજુ પણ આ પ્રમાણે રૂ ૨૭૦૦) વડોદરા રાજ્ય તરફથી દર વર્ષે મંદીરમાં અપાયા કરે છે.

શ્રીજી **મહારાજે** વડોદરામાંથી વિદાય થયા પછી ગામ બહાર ઘણે દુર થોડા વખતને માટે પોતાનો મુકામ રાખ્યો હતો, આ તકનો લાભ લેવા પેલા ઈર્ષાખોર બાબા સાહેબે વિચાર કર્યો. તેણે પોતાની પોલીસને રાત્રીના સમયે **સહજાનંદ**જી મહારાજને ઉપાડી લાવી મારમારવાનો હુકમ કર્યો, પહેલી રાત્રે પોલીસ જવાની તૈયારી કરે છે ત્યાં આકાશમાં વાદળનો રંગ બદલાયો, છુટથી પવન ફુંકાવા લાગ્યો અને થોડી વારમાં તો મુશળધાર વરસાદ વરસવો શરૂ થયો તેથી આખી રાત સુધીમાં જઈ શકાયું નહિ, બીજા દીવસની સવાર પડી કે તરતજ વરસાદ બંધ થયો, આકાશ ખુલી ગયું એટલે બીજી રાત્રે બાબા સાહેબે પોતે જઇ શ્રીજી **મહારાજ**ને પકડી લાવવા તૈયાર થયો કે તુરતજ આગળની રાતની પેઠે ધોધમાર વરસાદ શરૂ થયો, આ પ્રમાણે ત્રણ રાત્રી સુધી ચાલ્યું તેથી બાબા સાહેબે વિચાર્યું કે “ આ બધો ચમત્કાર **સ્વામીનારાયણ**નો છે અને તે ખરેખર પરમાત્મા છે.” ચોથે દીવસે પોતે શ્રીજી **મહારાજ** પાસે જઈ બહુ નમનતાથી પ્રણામ કરી, પોતાના કરેલા કૃત્યોને માટે માફી માંગવા લાગ્યો. દયાળુ ભગવાને તેને તરતજ ક્ષમા આપી. ત્યાર પછી બાબા સાહેબ પણ **સહજાનંદ** સ્વામીને ઈશ્વરનો અવતાર સમજી તેનેજ ઉપાસવા લાગ્યો.

——(*)——

# દસ ધામનો પાઠ.

[:o:]

સંવત અઢાર અઠોતેર, શોભા પામ્યું શ્રીપુર શહેર
ફાગણ સુદ ત્રીજે તતખેવ, સ્થાપ્યા નરનારાયણ દેવ.
અઠ્યાશીમાં ભુજધામ, સ્થાપ્યા નરનારાયણ નામ
આશ્રિતના પુરા અભિલાષ, સુદ બારસ મહીનો વૈશાખ.
એકાશીએ વડતાલે વાસ, સુદ બારશને કારતક માસ
લક્ષ્મીનારાયણ તે નામ, શ્રી હરિકાર કર્યા તે કામ.
બાસીમાં ધોલેરા ધામ, દેવ મદનમોહનજી નામ
સુદ તેરસ વૈશાખી હતી, તે દીન સ્થાપી તે મુરતી.
આવી ધોલકે ધર્મકુમાર, પ્રેમીજનનો જોઇને પ્યાર
ત્રાસીમાં સ્થાપ્યા તતખેવ, મુરલી મનોહર મોટા દેવ.
ચોરાશીએ જુનાગઢ સહી, વદી વૈશાખી બીજે તહી
સ્થાપ્યા રણછોડ ત્રીકમરાય, દર્શન કીધે ભવભય જાય.
શરદ પુનમ પંચાશી તણી, ગુણવંતી ગોવિંદે ગણી.
હેત સહીત સ્થાપ્યા નિજ હાથ, ગઢડામાં શ્રી ગોપીનાથ.
મહાસુદ પાંચમ મુલી ગામ, રાધા કૃષ્ણ તણું તે ધામ
અઠ્યાશીમાં એનો થયું જોતાં દુઃખ હરિજનનું ગયું.
જેતલપુર છે જોવા જોગ, ત્યાં ભવભયનો ભાંગે રોગ
ત્રાણુંમાં સ્થાપ્યા તતખેવ, કારતક વદ બીજે બળદેવ.
સંવત ઓગણીસેને સાત, પ્રગટ છપૈયામાં પ્રખ્યાત
દીવસ જેઠ સુદ એકાદશી, કુંજવિહારીને મન વશી.

ધર્મ કુંવરના એ દસ ધામ, દાસ કહે છે દલપતરામ
પુજન કરતા પાઠ કરાય, જન્મમરણના સંકટ જાય.

---

વિશ્વેશ હો સકલ વિશ્વ તણા વિધાતા
ત્રાતા તમે સકળ મંગળ શાંતિ દાતા
માટે તમારૂં કરૂણાનિધી સત્ય નામ
સાષ્ટાંગ નાથ તમને કરૂં હું પ્રણામ ૧

અજ્ઞાન પાશ કરૂણા કરી કાપી નાંખો
નિત્યે પ્રભુ! તમ પદે મનવૃત્તિ રાખો
ભક્તોનું પાલન કરો પ્રભુ સર્વયામ
સાષ્ટાંગ નાથ તમને કરૂં હું પ્રણામ. ૨

જેણે રચ્યાં ચિત્ર વિચિત્ર સૃષ્ટિ
જેની કરૂણામય દિવ્ય દ્રષ્ટિ
જેણે કર્યાં છે અદ્દભુત કામ
પ્રેમે કરૂં તે પ્રભુને પ્રણામ ૩

છે કાળના કાળ દયાળ એહ
જનો તણા છે પ્રતિપાળ જેહ
કલ્યાણદાતા કરૂં નિત્ય સેવ
શ્રી **સ્વામીનારાયણ** ઇષ્ટ દેવ.

---

જે ઉત્પત્તિ તથા સ્થિતિ લય કરે, વેદો સ્તુતિ ઉચરે
જેના રોમ સુછિદ્રમાં અણું સમ, બ્રહ્માંડ કોટી ફરે
માયા કાળ રવી શશી સુરગણો, આજ્ઞા ન લોપે ક્ષણ
એવાં અક્ષર ધામના અધિપતિ, શ્રી **સ્વામીનારાયણ.**

આવી અક્ષર ધામથી અવનીમાં, જે દેહધારી થયા
આપ્યા સુખ અપાર ભકતજનને, દિલે ધરીને દયા
કીધાં ચારૂ ચરિત્ર ગાન કરવા, જેણે કરૂણા કરી
વંદુ મંગલ મૂરતિ ઉર ધરી સર્વોપરિ શ્રીહરિ.

---

# પ્રભાતીયા.

[:૦:]

## રાગ—કેદારો.

ધ્યાન ધર ધ્યાન ધર ધર્મના પુત્રનું, જે થકી સર્વ સંતાપ નાસે
કોટિ રવી સૂર્યની કાન્તિ ઝાંખી કરે એવા તારા ઉર વિષે નાથ વાસે
શિર પર પુષ્પનો મુગટ સોયામણો શ્રવણ પર પુષ્પના ગુચ્છ શોભે
પુષ્પના હારની પંકિત શોભે ગળે નીરખતાં ભકતના મન લોભે.
પંચરંગી પુષ્પના કંકણો કર વિષે, બાંહે બાજુબંધ પુષ્પ કેરા
ચર્ણમાં શ્યામને નુપુર છે પુષ્પના, લલિત ત્રિભંગી શોભે ઘણેરા.
અંગોઅંગ પુષ્પના આભ્રણ પેરીને, દાસ પર મહેરની દૃષ્ટિ કરતાં
કહે છે **મુકતાનંદ** ભજ દૃઢ ભાવસું સુખ તણાં સિંધુ સૌ કષ્ટ હરતાં

## પદ ૨ જું.

રાત રહે પાછલી ચાર ઘટિકા તૈયે, સંતને શયન તજી ભજન કરવું
**સ્વામીનારાયણ** નામ ઉચ્ચારવું, પ્રગટ પરિબ્રહ્મનું ધ્યાન ધરવું.
તે સમે આળપંપાળ બકવું નહિં. ચિત્ત હરિચર્ણમાં પ્રોઇ રહેવું
ગૃહસ્થને જગતજંજાળને પરહરિ **કૃષ્ણગોવિંદ ગોપાળ** કહેવું.

ભજન તજી એ સમે અન્ય ઉદ્યમ કરે નારકી થાય તે નરને નારી,
તે માટે અમુલખ અવસર પામીને, હરિજન સર્વ લેજો વિચારી.
દુર્લભ આજ ને શ્રીહરિ સુગમ કર્યા હોયલા દિવસની ભાંગી ખામી
કહે છે **મુક્તાનંદ** ભજ દૃઢ ભાવશું **શ્રી નારાયણ સત્ય સ્વામી.**

## પદ ૩ જું.

પ્રિત કર પ્રિત કર પ્રગટ પરિબ્રહ્મશું પરહર અવળ પંપાળ પ્રાણી
મોક્ષથી ભવ તણો પાર આવે નહી વેદવેદાંત કહે સત્ય વાણી.
કલ્પતરૂ સર્વના સંકલ્પ સત્ય કરે પાસે જઈ પ્રિતશું સેવે જ્યારે
તેમ જે પ્રગટ પુરૂષોત્તમ પ્રીછશે થાશે હરિજન તત્કાળ ત્યારે
પ્રગટને ભજી ભજી પાર પામ્યા ઘણા ગિદ ગુનીકા કપી વૃંદ કોટિ
વ્રજતણી નાર વ્યભિચાર ભાવે તરી, પ્રગટ ઉપાસના સૌથી મોટી.
**શ્રી નારાયણ સ્વામીને** પરહરિ જારભજ નાર સર્વે ખુવાર થાશે
કહે છે **મુક્તાનંદ** પ્રગટ ભજ પ્રાણીયા, અઘ તણા ઓઘ તત્કાળ જાશે

## પદ ૪ થું.

ભજન કર ભાવશું પ્રગટ પરિબ્રહ્મનું રાખ હરિ રૂપમાં મન તારૂં
પ્રગટના ભજનથી પરમ સુખ પામીએ ઉર થકી નાશ પામે અંધારૂં.
નખ શિખ નાથની મૂર્તિ સોહામણી, ચરણના ચિહ્ન સંતાપ ટાળે
પ્રેમશું ચિત્તવે ચરણ શ્રીહરિ તણાં, ગ્રંથી ગાળે સર્વે કર્મ બાળે.
નખ તણી પંક્તિની જ્યોત નિત્યનિત્ય નવી. ઉદરમાં ત્રિવલી અધિક શોભે
ઉર વિષે શ્રી વત્સ ચિહ્નને નિરખતાં સંતના ચિત્ત તત્કાળ લોભે.
નેણ ને વેણ ચિત્તચોર સોહામણા પરમ ઉદાર અતિ ચતુર સ્વામી
કહે છે **મુક્તાનંદ** ભજ દૃઢ ભાવશું, પ્રગટ પ્રમાણ અંતરજામી

## રાગ-ભૈરવ પ્રભાતી.

**સ્વામીનારાયણનું** સ્મરણ કરતાં અગમ વાત ઓળખાણીરે
નીગમ નીરંતર નીતી નીતી કરી ગાવે પ્રગટને પરમાણીરે

મંગળ રૂપ પ્રગટને મેલી, મોક્ષને ભજે જે પ્રાણીરે
તપ તીરથ કરે દેવદેરાં, મન ન ટળેરે મસાણીરે.

કથા કિર્તન કહેતા ફરે છે, કર્મ તણી જે કહાણીરે
શ્રોતાને વકતા સમજ્યા વિના પેટને અર્થે પુરાણીરે.

કાશી કેદાર કે દુવારકા દોડી, જોગની જુગતી ન જાણીરે.
તે પાછો ઘરનો ઘરમાંહી, ગોધો જોડાણો જેમ ઘાંણીરે

પીધા વીના પ્યાસ ન ભાંગે પંડ ઉપર ઢોળો ભલે પાણીરે
**મુકતાનંદ મોહન** સંગ મળતાં મોજ અમુલખ માણીરે.

## રાગ-પ્રભાતી.

વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં કહણ બંધ કામના કોઈક છુટે
કનકને કામની ચોકી આડી સામની, રામની રમતમાં એજ લુંટે.

કામનું મુળ તે કલ્પના જાણજો કામ ત્યાં ક્રોધની ગાંઠય બાંધે.
શીળ સંતોષના ચોખા દીધા વિના જન્મ મરણના રોગ વાધે.

પ્રકૃતિને વશ થયો ભકિત ભુલી ગયો, નારીએ નેણને બાણે માર્યો
જોગ લીધા પછી ભોગ ઇચ્છા કરે જીતી બાજી તેજ હાર્યો

મુળ વૈરાગ્યમાં મન ગળ્યું જેહનું, વિષયવાસનામાં નવ ડોલે
કહે મુળદાસ સંત સમજ્યા ખરા, વેદ વાણી એમ શાષ્ત્ર બોલે

—— (*) ——

## ગોડી સંગ્રહ.

સંત સમાગમ કીજે હો નિશદીન સંત સમાગમ કીજે
માન તજી સંતનકે મુખસે, પ્રેમ સુધારસ પીજે ..હો નિ૦
અંતર કપટ મેટકે અપના, લે ઉનકું મન દીજે હો નિ૦
ભવ દુઃખ ટળે બળે સબ દુષ્કૃત સબ વિધી કારજ સીજે...હો નિ૦
બ્રહ્માનંદ કહે સંતનકી સોબત જન્મ સફળ કરી લીજે ..હો નિ૦

---

શ્યામની છબી રે સખી શ્યામની છબી
જોને ફુલડાંથી છાઇ સખી શ્યામની છબી.
ફુલના તોરાની ફરે ભ્રમર કરે ગુંજાર
અંગોઅંગે હરિને ઓપે, ફુલડાંના શણગાર શ્યામની.

કાનુમેં ફુલડાંના કુંડળ ફુલોના ભુજ બંધ
ફુલ તણા ગજરા ફાવે છે, સુંદર માંહી સુગંધ શ્યામની

ફુલ તણો શિર મુકુટ જોઇને મગન ફરે વ્રજ નાર
ફુલ તણી શોભા પર જાયે, બ્રહ્માનંદ બલિહાર શ્યામની

### પદ.

ફુલની માળા રે શોભે ફુલની માળા
બ્હેની સુંદરવરને શોભે ગળે ફુલની માળા.
નવલ કલંગી પટકા ઉપર, તોરે લટ વાળી
ફુલની પછેડી ઓઢી, ઉભા વનમાળી ફુલની૦

ફુલડાંની વૈજયંતી માળા. હરિવરને ફાવે
એ માળાને જોવા સારૂ ઇન્દ્રિયાદિક આવે ફુલની૦

ફુલ કલંગી માથે લટકે, છબી નૌતમ સારી
બ્રહ્માનંદ કહે નટવર મૂર્તિ નેણુંમેં ધારી. ફુલની૦

---

પ્રગટ પ્રમાણ હરિને ભજ મન પ્રગટ પ્રમાણ હરિને
કામ ક્રોધ મદ લોભ તજીને દૃઢ ઉર ટેક ધરીને
ગર્ભવાસનું સંકટ પ્રાણી જાઇશમાં વિસરીને
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે ભરજે પાય ડરીને
માલ મલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને
જાઇશમાં જમડાને આગે ઝાઝો ભાર ભરીને.
ભવદુઃખ ટળે મીટે સર્વ ભ્રમણા, સંતનો સંગ કરીને
બ્રહ્માનંદ કહે આવો અવસર નહી પામીશ ફરીને

---

નારાયણ સુખકારી ભજીલે નારાયણ સુખકારી.
સાધુજનની માન શિખામણ, વિષય વિકાર વિસારી.
માત પિતા ધન મંદિર મેડી, નહી તારા સુત નારી
જમને દ્વાર એકીલા જાવું કરજે કરમ વિચારી.
રાજા રંક ગુણીજન પંડિત ખેડુને વેપારી
સગાં કુટુંબી સહીત સહુને લઇ જાવે જમ મારી.
ભરતખંડમાં દેહ મનુષ્યનો મિલે ન વારંવારી
બ્રહ્માનંદ કહે થાને સુખીયો સંત વચન ઉર ધારી

---

અલખ પુરૂષ અવિનાશી ભજ મન અલખ પુરૂષ અવિનાશી
કર્મ કટે તારાં અનેક જન્મના ફંદ મીટે ચોરાશી.

સગાં કુટુંબી સુતને દારા માતા મામો માસી
અંતે ભેળું કોઇ ન આવે, અંતર દેખ તપાસી.

ઘરમાં બેઠો ગાજ્યું બોલે, દેખી તીરથ વાસી
પરધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પરનારીની હાંસી.

મારૂં મારૂં કરતો મુરખ મેલી ધન મરી જાસે
બ્રહ્માનંદ કહે હરી સમરી લે, રસિક શ્યામ સુખરાશી.

---

પ્રકટ હરીભજ પ્રાણી સમજીને પ્રકટ હરીભજ પ્રાણી
પાપ પ્રોઢ પરિત્યાગ કરીને, દયા ધર્મ ઉર આણી.

સમજ્યા વિણ મા બોલીશ કેદી, મુખથી મિથ્યા વાણી.
મમતા કેરો માથે મુરખ ભાર ના લેજે તાણી.

પર ધનને પર ત્રિય મદમારી નરક તણી નીસાણી
એ પાપે કરી અવશ્ય પીલશે ઘાલી જમડા ઘાણી.

એળે દેહ અમુલખ ખોયો કાંધી ધુળ કમાણી
બ્રહ્માનંદ કહે તત્પર થાને. જગપતિ સાચા જાણી

---

ગીરધારી રે સખા ગીરધારી
મારે નિર્ભય અખુટ નાણું ગીરધારી.

ખરચ્યું ના ખુટે એને ચોર ના લુંટે
દામની પેટે એ ગાંઠે બાંધ્યું ન છુટે ગીરધારી.

અનથળ નાણું સંચી અંતે નિર્ધનીયાં જાએ
તેના પેડે નિર્ભય નાણું દુર ના થાએ ગીરધારી.

સંપતિ વિપત્તિ સઉ એ સ્વપ્નું જાણો
હરિના ચરણની સેવા પુરણ ભાગ્ય પરમાણું. ગીરધારી.

**મુકતાનંદ કહે મોહન** વરને ઉરમાંધારી
હવે દુઃખને દારિદ્ર થકી થઇ હું ન્યારી ગીરધારી.

---

## ધુન્ય.

રાંમ કૃષ્ણ ગોવિંદ જય જય ગોવિંદ
હરે રામ ગોવિંદ જય જય ગોવિંદ

નારાયણ હરે શ્રીમન્નારાયણ હરે
શ્રી મન્નારાયણ હરે શ્રી મન્નારાયણ હરે.

કૃષ્ણદેવ હરે જય જય કૃષ્ણદેવ હરે
વાસુદેવ હરે જય જય વાસુદેવ હરે

વાસુદેવ ગોવિંદ જય જય વાસુદેવ ગોવિંદ
રાધે ગોવિંદ જય જય રાધે ગોવિંદ

વૃન્દ્રાવન ચંદ્ર જય રાધે ગોવિંદ
માધવ મુકુંદ જય માધવ મુકુંદ
આનંદકંદ જય માધવ મુકુંદ

**સ્વામીનારાયણ સ્વામીનારાયણ સ્વામીનારાયણ.**

---

## આરતિ.

જય દેવ જય દેવ જય સદ્‌ગુરૂ સ્વામી
**સહજાનંદ** દયાળુ બળવંત બહુનામી.
ચરણુ સરોજ તમારા વંદુ કર જોડી
ચરણે ચિત્ત ધર્યાથી દુઃખ નાંખ્યા તોડી. જય.

નારાયણ નર ભ્રાતા દ્વિજકુલ તનું ધારી
પામર પતિત ઓધાર્યા અગણીત નરનારી. જય.

નિત્ય નિત્ય નૌતમ લીલા કરતાં અવિનાશી
અડસઠ તીરથ ચરણે કોટિ ગયા કાશી. જય.

પુરૂષોત્તમ પ્રગટનું જે દર્શન કરશે
કાલ કર્મથી છુટી કુટુંબ સહીત તરશે. જય.

આ અવસર કરૂણાનીધી કરૂણા બહુ કીધી
**મુકતાનંદ** કહે મુકિત સુગમ કરી સીધી. જય.

---

## સ્તુતિ.

નિવિ કલ્પ ઉત્તમ અતિ, નિશ્ચે તવ બન શ્યામ
મહાત્મ જ્ઞાન યુકત ભકિતતવ, એકાંતિક સુખ ધામ.
મોહિમે તવ ભકત પનો, તામે કોઇ પ્રકાર
દોષ ન રહે કોઇ જાતકો, સુનીયો ધર્મ કુમાર.
તુમારો તવ હરિભકતકો, દ્રોહ કબુ નહિ હોય
એકાંતિક તવ દાસકો, દિજે સમાગમ મોય

નાથ નિરંતર દર્શ તવ. તવ દાસનકો દાસ
એહિ માગું કરી વિનય હરિ સદા રાખીયો પાસ.
હે કૃપાળુ ! હે ભકત પતિ ! ભકત વત્સલ ! સુનો વાત
દયા સિંધુ ! સ્તવન કરી, માંગું વસ્તુ સાત
**સહજાનંદ** મહારાજકે, સબ સત્સંગી સુજાણ
તાકું દઢ હોય વર્તના, શિક્ષા પત્રિ પ્રમાણ.
સો પત્રિમેં અતિ બડે, નિયમ એકાદશ જોય
તાકી વિદિત કહતહું, સુનિયો સબ ચિત્ત પ્રોય.
હિંસા ન કર કો જંતકી પર સ્ત્રી સંગકો ત્યાગ
માંસ ન ખાવત મદ્યકું, પિબત નહી બડ ભાગ
વિધવાકુ સ્પર્શત નહી, કરત ન આતમ ઘાત
ચોરી ન કરની કાહુકી. કલંક ન કોઉકુ લગાત.
નિંદત નહીં કોઇ દેવકું, બિન ખપતો નહિં ખાત
વિમુખ જીવકે વદનસેં, કથા સુની નહીં જાત.
એહી ધર્મકે નિયમમે, વર્તો સબ હરિ દાસ
ભજો **શ્રી સહજાનંદ પદ**, છોડી ઓર સબ આશ.
રહી એકાદશ નિયમમેં, કરો શ્રીહરિ પદ પ્રાંત
**પ્રેમાનંદ** કહે ધામમેં, જાઓ નિશંક જગ જીત.

## થાલ.

જમો થાલ જીવન જઉં વારી, ધોવું કર ચરણુ કરો ત્યારી
બેસો મેલ્યા બાજોઠીયા ઢાળી, કટોરા કંચનની થાલી
જળે ભર્યા શંભુ ચોખાળી, ... ... ... ...જમો૦
કરી કાઢા ઘઉંની પોળી, મેલી ધૃત સાકરમાં બોળી
કાઢ્યો રસ કેરીનો ઘોળી, ... ... ... ...જમો૦

ગળ્યા સાટા ઘેબર ફુલવડી. દુધપાક માલપુવા કઢી
પુરી પોચી થઈ છે ઘીમાં ચડી, ... ... ...જમો૰

અથાણાં શાક સુંદર ભાજી, લાવી છું નરત કરી તાજી
દહીં ભાત સાકર છે ઝાઝી ... ... ... ...જમો૰

ચળું કરો લાવું જળ ઝારી, એલચી લવીંગ સોપારી
પાનબીડી બનાવી સારી, ... ... ... ...જમો૰

મુખવાસ મનગમતાં લઇને, પ્રસાદીનો થાળ મુને દઇને
ભૂમાનંદ કહે રાજી થઇને, ... ... ... ...જમો૰

કમરે કસીને ફેંટો. રાજેશ્વર બાંધો રેટા
ભૂમાનંદના વાલાને ભેટો ... ... ... ...જમો૰

## માનસી પુજા.

**શ્રી સહજાનંદ** સ્વામીના દાસજી રે,
કરે પ્રિતે નિત્ય ઉઠી પ્રભાત રે
પ્રભુની પુજા માનસી રે.

પહેલું શ્રીહરિનું રૂપ સંભારવું રે,
જેવા નિરખ્યા હોય સુંદર શ્યામ રે પ્રભુની.

ધરી ધ્યાન અચળ નિજ નાથનું રે,
પ્રેમે પુજવા હરિ સુખ ધામ, પ્રભુની

દંતધાવન આદિ ક્રિયા કરાવવી રે,
હરિને પાવલાં પેરાવવા બે પાય પ્રભુની.

સર્વે સેવાની સામગ્રી પાસે રાખવી રે,
હરિની પુજા મધ્યે વિઘ્ન ન થાય. પ્રભુની.

પહેલું સુગંધી ફુલેલ અંગે ચોળવું રે,
ઢાલી ચંદન બાજોઠીયો સાર. પ્રભુની.

પછી નીર ઉનેથી નવરાવવા રે,
હરીને સજવા શુભ શણગાર. પ્રભુની.

હરિને પિતાંબર વસ્ત્ર પેરાવવું રે,
અંગે ઉપરણી સોનેરી શીર પાઘ. પ્રભુની.

પ્રેમે ઢોલીયો ઢાલીને પધરાવવા રે,
કરવો શ્યામને ચંદન અંગ રાગ. પ્રભુની.

કંઠે પુષ્પના હાર પેરાવવા રે,
હરિને ચોખલીયા ચોડવા સુંદર ભાલ. પ્રભુની.

માથે મોતીડાના તોરા ધરાવવા રે,
હરિને હસવા ટીબકડી કરવી ગાલ. પ્રભુની.

મોંઘા મોતીડાના હાર આરોપવા રે,
હાથે હેમ કડાં નંગ જડાવ રે. પ્રભુની.

કાને મકરાકત કુંડળ ધરાવવા રે,
બાંહે બાજુબંધ બાંધી શોભે માવ રે. પ્રભુની.

હરિના ચરણને ચંદન ચડાવવું રે,
ચાંપી ઉરમાં પામવી ઘણી શાંત. પ્રભુની.

ધરી બાળભોગ આરતી ઉતારવી રે,
કરવી સ્તવન પ્રક્રમાં બહુ ભાતરે. પ્રભુની.
કરી અષ્ટ અંગે દંડવત દેવને રે,
પછે પુજવા પ્રભુજી કેરા દાસ. પ્રભુની
હરીને ખટરસ ભોજન ભવતાં રે,
પીરસી પ્રેમે શું બેસવું પાસ. પ્રભુની.
ઘણી જુગતે જમાડી જગદીશને રે.
પ્રેમે પાન બીડી દેવી મુખવાસ પ્રભુની.
પ્રિતે પલંગે પોઢાડી પગ ચાંપવા રે
હરિનો કરવો નિજ મંદિર નિવાસ. પ્રભુની.
રહેવું નિશદીન હરિની હજુરમાં રે.
કરવી પ્રભુના ચરણ કેરી સેવ. પ્રભુની.
**મુક્તાનંદ** એવી પુજા માનસી રે,
કરતાં ભવજળ તરે તતખેવ રે પ્રભુની.

## રાગ—બિહાગ.

પોઢે પ્રભુ સકળ મુની કે શ્યામ.
**સ્વામીનારાયણ** દિવ્ય મૂરતી •સંતનકે વિશ્રામ. પોઢે.
અક્ષર પર આનંદઘન, પ્રભુ કહીયે હે ભુપરધામ
જે હીમીલત જન તરત માયા, લહત અક્ષર ધામ. પોઢે.
શારદ શેષ મહેશ મહામુની, જપત જોડી ગુનનામ
જાસ પદરજ શિશ ધરી ધરી, હોત જન નિષ્કામ પોઢે.
પ્રેમકે પર્યંક પર પ્રભુ. કરત સુખ આરામ
**મુક્તાનંદ** નિજ ચરન ઢીગ ગુન, ગાવત આઠું જામ પોઢે.

---

# ધ્યાન ચિન્તામણી.

——(*)——

**વંદુ સહજાનંદ** રસ રૂપ. અનુપમ સારને રે લોલ
જેને ભજતાં છૂટે ફંદ. કરે ભવપારને રે લોલ
સમરૂં પ્રકટ રૂપ સુખધામ અનુપમ નામને રે લોલ
જેને ભવ બ્રહ્માદિક દેવ, ભજે તજી કામને રે લોલ

જે હરિ અક્ષર બ્રહ્મ આધાર. પાર કોઈ નવ લહે રે લોલ
જેને શેષ સહસ્ત્ર મુખ ગાય નિગમનેતી કહે રે લોલ
વર્ણવું સુંદર રૂપ અનુપ. જુગલ ચરણે નમી રે લોલ
નખ શિખ પ્રેમ સખીના નાથ. રહો ઉરમાં રમીરે લોલ. ૧

આવો મારા મોહન મીઠડાં લાલ કે જોઉં તારી મુર્તી રે લોલ
જતન કરી રાખું રસિયારાજ, વિસારૂં નહિં ઉરથીરે લોલ
મન મારૂં મોહ્યું મોહનલાલ, પાઘડલીની ભાતમાં રે લોલ
આવો ઓરા છોગલાં ખોસું છેલ, ખાંતિલા જોઉં ખાંતમાંરે લોલ

વહાલા તારૂં ઝગે સુંદર ભાલ, તિલક રૂડાં કર્યાં રે લોલ
વહાલા તારા વામ કરણમાં તિલ તેણે મનડાં હર્યાં રે લોલ
વહાલા તારી ભૃકુટિને બાણે, શ્યામ કાળજ મારાં કોરિયાં રે લોલ
નેણે તારે પ્રેમ સખીના નાથ, કે ચિત્ત મારાં ચોરિયાં રે લોલ. ૨

વહાલા મુને વશ કીધી વ્રજરાજ વાલપ તારા વહાલમાં રે લોલ
મન મારૂં તલકે જોવા કાજ ટીબકડી છે ગાલમાં રે લોલ
વહાલા તારી નાસીકા નમણી, નાથ અધરબિંબ લાલ છે રે લોલ
છેલ્લા મારા પ્રાણ કરૂં કુરબાન, જોયા જેવી ચાલ છેરે લોલ

વહાલા તારા દંત દાડમના બીજ, ચતુરાઇ ચાવતાં રે લોલ
વહાલા મારા પ્રાણ હરો છો નાથ, મીઠું મીઠું ગાવતાંરે લોલ
વહાલા તારે હસવે હરાણું ચિત્ત. બીજું હવે નવ ગમે રે લોલ
મન મારૂં પ્રેમ સખીના નાથ કે તમ કેડે ભમે રે લોલ. ૩

રસિયા જોઇ રૂપાળી કોડ, રૂડી રેખાવાળી રે લોલ
વહાલા મારૂં મનડું મળવા ચ્હાય, કે જાય ચિતડું ચળી રે લોલ
વહાલા તારી જમણી ભુજાને પાસ, રૂડા તિલ ચાર છે રે લોલ
વહાલા તારા કંઠ વચે તિલ એક, અનુપમ સારને રે લોલ
વહાલા તારા ઉરમાં વિણગુણ હાર, જોઈ નેણાં ઠરે રે લોલ
વહાલા તેનો જાણે પ્રેમી જન, જોઇ નિત્ય ધ્યાન ધરે રે લોલ
રસિયા જોઇ તમારૂં રૂપ. રસીકજન ઘેલડાં રે લોલ
આવો મારા પ્રેમ સખીના નાથ, સુંદર વર છેલડાં રે લોલ ૪

વહાલા તારી ભુજા જુગલ જગદીશ જોઇને જાઉં વારણે રે લોલ
કરનાં લટકા કરતા લાલ, આવોને મારે બારણે રે લોલ
વહાલા તારી આંગળીયોની રેખા, નખ મણિ જોઇને રે લોલ
વહાલા મારા ચિત્તમાં રાખ્યું ચોરી કહું નહિં કોઇને રે લોલ
વહાલા તારા ઉરમાં અનુપમ છાપ, જોવાને જીવ આકળો રે લોલ
વહાલા મારા હૈડે હરખ ન માય, જાણું જેહ મણાંમળો રે લોલ
વહાલા તારૂં ઉદર અતિ રસરૂપ, શીતળ સદા નાથજી રે લોલ
આવો મારા પ્રેમ સખાના પ્રાણ, મળું ભરી બાથજી રે લોલ ૫

વહાલા તારી મુરતી અતિ રસરૂપ, રસીક જોઇને જીવેરે લોલ
વહાલા એ રસના ચાખણ હાર હાશ તે નવ પીએ રે લોલ
વહાલા મારે સુખસંપત તમે શ્યામ, મોહન મન ભાવતાંરે લોલ
આવો મારે મંદીર જીવન પ્રાણ, હસીને બોલાવતાં રે લોલ

વહાલા તારૂં રૂપ અનુપમ ગૌર, મૂરતિ મનમાં ગમે રે લોલ
વહાલા તારૂં જોબન જોવા કાજ, કે ચિત્ત ચરણે નમે રે લોલ
આવો મારા રંગીયા રાજીવ નેણ, મર્મ કરી બોલતાં રે લોલ
આવો મારા પ્રેમ સખીના સેણ મંદીર મારે ડોલતાં રે લોલ ૬

વહાલા તારૂં રૂપ અનુપમ નાથ, ઉદર શોભા ઘણી રે લોલ
ત્રિવલી જોઉં સુંદર છેલ, આવોને ઓરા અમ ભણી રે લોલ
વહાલા તારી નાભી નૌતમ રૂપ, ઉંડી અતિ ગોળ છે રે લોલ
કટિલંક જોઇને જાદવરાય, કે મન રંગ ચોળ છે રે લોલ
વહાલા તારી જંઘા જુગલની શોભા, મનમાં જોઇ રહું રે લોલ
વહાલા નિત્ય નિરખું પીંડીને પાની, કોઇને નવ કહું રે લોલ
વહાલા તારા ચરણકમળનું ધ્યાન, ધરૂં અતિ હેતમાં રે લોલ
આવો વહાલા પ્રેમ સખીના નાથ, રાખું ચિત્તમાં રે લોલ. ૭

વહાલા તારા જુગલ ચરણ રસરૂપ. વખાણું વહાલમાં રે લોલ
વહાલા અતિ કોમળ અરૂણુ રસાળ, ચોરે ચિત્ત ચાલમાં રે લોલ
વહાલા તારે જમણે અંગુઠે તિલ, કે નખમાં ચિહ્ન છે રે લોલ
વહાલા છેલી આંગળીએ તિલ એક, જોવાને મન દીન છે રે લોલ
વહાલા તારા નખની અરૂણતા જોઇને, શશી કળા ક્ષિણ છે રે લોલ
વહાલા રસચોર ચકોર જે ભકત, જોવાને પ્રવીણ છે રે લોલ
વહાલા તારી ઉર્ધ્વ રેખામાં ચિત્ત રહો કરી વાસને રે લોલ
માગે પ્રેમ સખી કર જોડી. દેજો દાન દાસને રે લોલ ૮

## સ્વાભાવિક ચેષ્ટાના પદો.

પ્રથમ હરિને રે ચરણે શિશ નમાવું.
નૌત્તમ લીલા રે, **નારાયણની ગાવું.**
મ્હોટા મુનીવર રે, એકાગ્ર કરી મનને
જેને કાજે રે, સેવે જાઇ વનને
આસન સાધી રે, ધ્યાન ધરીને ધારે.
જેની ચેષ્ટા રે સ્નેહ કરી સંભારે.
સહજ સ્વભાવિક રે પ્રકૃતિ પુરૂષોત્તમની
સુણતાં સજની રે બ્હીક મટાડે જમની.
ગાવું હેતે રે, હરિના ચરિત્ર સંભારી
પાવન કરજો રે, પ્રભુજી બુદ્ધિ મારી.
સહજ સ્વાભાવે રે, બેઠા હોય હરિ જ્યારે
તુલસીની માળા રે. કર લઈ ફેરવે ત્યારે
રમુજ કરતાં રે. રાજીવ નેણ રૂપાળાં.
કોઈ હરિજનની રે, માગી લેઇને માળા
બેવડી રાખી રે, બબ્બે મણકા જોડે
ફેરવે તાણી રે, કંઇક માળા તોડે.
વાતો કરતાં રે, રમુજ કરીને હસતાં
ભેળી કરીને રે, માળા કરમાં ઘસતાં
ક્યારેક મીંચી રે, નેત્રકમળને સ્વામી.
પ્રેમાનંદ કહે રે, ધ્યાન ધરે બહુ નામી. ૧

સાંભળ સહીયર રે, લીલા નટ નાગરની
સુણતાં સુંખડું રે, આપે સુખસાગરની.

નેત્રકમળને રે રાખી ઉઘડાં ક્યારે
ધ્યાન ધરીને રે બેસે જીવન બારે.
ક્યારેક ચમકી રે ધ્યાન કરતાં જાગે
જોતાં જીવન રે, જન્મમરણ દુઃખ ભાગે.
પોતા આગળ રે, સભા ભરાઇ બેસે
સંત હરિજન રે, સામું જોઇ રહે છે.
ધ્યાન ધરીને રે, બેઠા હોય હરિ પોતે.
સંત હરિજન રે, તૃપ્ત ન થાએ જોતે.
સાધુ કિર્તન રે, ગાયે વજાડી વાજાં,
તેમને જોઈ રે, મગ્ન થાએ મહારાજા.
તેમની ભેળા રે, ચપટી વજાડી ગાયે,
સંત હરિજન રે, નિરખી રાજી થાયે.
ક્યારેક સાધુ રે, ગાય વજાડી તાળી,
ભેળા ગાય રે, તાળી દઇ વન માળી.
આગળ સાધુ રે કિર્તન ગાય જ્યા રે,
પોતા આગળ રે કથા વંચાય ત્યારે.
પોતે વારતા રે કરતા હોય બહુ નામી.
ખસતા આવે રે, પ્રેમાનંદના સ્વામી ૨
મનુષ્ય લીલા રે, કરતા મંગળ કારી,
ભક્ત સભામાં રે બેઠા ભવભય હારી.
જેને જોતાં રે, જાયે જગ આસક્તિ,
જ્ઞાન વૈરાગ્ય રે ધર્મ સહિત જે ભક્તિ.
તે સંબંધી રે, વાર્તા કરતા ભારી
હરિ સમજાવે રે, નિજ જનને સુખકારી

યોગને સાંખ્ય રે પંચ રાત્ર વેદાંત,
એ શાસ્ત્રનો રે, રહસ્ય કહે કરી ખાંત.
જ્યારે હરિજન રે, દેશ દેશના આવે,
ઉત્સવ ઉપર રે, પુજા બહુ વિધ લાવે.
જાણી પોતાના રે, સેવક જન અવિનાશી,
તેમની પુજા રે ગ્રહણ કરે સુખ રાશી.
ભકત પોતાના રે, તેને શ્યામ સુજાણ,
ધ્યાન કરાવી રે, ખેંચે નાડી પ્રાણ.
ધ્યાનમાંથી રે, ઉઠાડે નિજ જનને,
દેહમાં લાવે રે, પ્રાણ ઇન્દ્રિય મનને.
સંત સભામાં રે, બેઠા હોય અવિનાશી,
કોઈ હરિજનને રે તેડવો હોય પાસ.
પહેલી આંગળી રે નેત્ર તણી કરી સાન,
પ્રેમાનંદ કહે રે, સાદ કરે ભગવાન. ૩
મોહનજીની રે લીલા અતિ સુખકારી,
આનંદ આપે રે, સુણતાં ન્યારી ન્યારી.
કયારેક વાતુ રે, કરે મુનીવર સાથે,
ગુચ્છ ફુલોનાં રે ચોળે છે એ હાથે.
શીતળ જાણી રે લીધું હાર ગુલાબી,
તેને રાખે રે આંખ્યો ઉપર દાબી.
કયારે પોતે રે રાજીપામાં હોયે,
વાતો કરે રે કથા વંચાપે તોયે.
સાંભળે કિર્તન રે, પોતે કાંઈક વિચારે,
પુછવા આવે રે, જમવાનું કોઇ ત્યારે.

હાર ચડાવે રે. પુજા કરવા આવે,
તેના ઉપર રે, બહુ બહુ બીજી રીસાવે.
કથા સાંભળતાં રે હરે હરે કહી બોલે,
મર્મ કથાનો રે, સુણી મગન થઇ ડોલે.
ભાવ કથામાં રે. બીજી ક્રિયા માંહે
કયારે અચાનક રે, જમતા હરે બોલાયે.
થાયે સ્મૃતિ રે, પોતાને જ્યારે તેની,
થોડું ક હસે રે, ભકત સામું જોઇ એની.
એમ હરિ નિત્યનિ.ય રે, આનંદરસ વરસાવે,
એ લીલા રસ રે, જોઇ પ્રેમાનંદ ગાવે. ૪

---

સાંભળ સજની રે, દિવ્ય સ્વરૂપ મોરારી,
કરે ચરિત્રો રે, મનુષ્ય વિગ્રહ ધારી.
થયા મનોહર રે, મોહન મનુષ્ય જેવા
રૂપ અનુપમ રે, નિજ જનને સુખ દેવા.
ક્યારેક ઢોલીયે રે, બેસે શ્રી ઘનસ્યામ.
કયારેક બેસે રે ચાકલે પુરણ કામ.
કયારેક ગોદડું રે, ઓછાડે સહિત.
પાથર્યું હોયે રે તે પર બેસે પ્રિતે.
કયારેક ઢોલીયા રે. ઉપર તકીયો ભાળી.
તે પર બેસે રે. શ્યામ પાલોંઠીવાળી
ઘણુંક બેસે રે તકીયે ઓઠીંગણ દઇને,
કયારે ગોદણ રે, બાંધે બેસ લઇને

કયારે રાજી રે, થાય અતિશે આલી,
સંત હરિજનને રે, ભેટે બાથમાં ઘાલી.
કયારેક માથે રે, મેલે લઇ એ હાથ
છાતી માંહે રે, ચરણકમળ દે નાથ.
કયારેક આપે રે હાર તોરા ગીરધારી,
કયારેક આપે રે, અંગના વસ્ત્ર ઉતારી
કયારેક આપે રે પ્રસાદીના થાળ.
પ્રેમાનંદ કહે રે ભકત તણા પ્રતિપાળ ૫

---

એવાં કરે રે, ચરિત્ર પાવનકારી
સુકજી સરખાં રે, ગાવે નિત્ય સંભારી,
કયારેક જીભને રે દાંત તળે દબાવે
ડાબે જમણે રે પડખે સહજ સ્વભાવે.
છીંક જયારે આવે રે, ત્યારે રૂમાલ લઇને,
છીંક ખાયે રે. મુખ પર આડો દઇને.
રમુજ આણી રે હસે અતિ ઘનશ્યામ,
મુખ પર આડો રે, રૂમાલ દઇ સુખધામ
કયારેક વાતો રે. કરતા થકા દેવ,
છેડે રૂમાલને રે, વળ દીધાની ટેવ.
અતિ દયાળુ રે, સ્વભાવ છે સ્વામીનો.
પર દુઃખ હારી રે. વારી બહુ નામીનો
કોઇને દુઃખીયો રે દેખી ન ખમાયે.
દયા આણી રે અતિ આકળા થાયે.

અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે,
કરૂણા દૃષ્ટિ રે દેખી વાનજ વાળે.
ડાબે ખંભે રે, ખેસ આડ સોડે નાખી,
ચાલે જમણા રે, કરમાં રૂમાલ રાખી.
ક્યારેક ડાબો રે. કર કેડ ઉપર મેલી.
ચાલે વહાલો રે, પ્રેમાનંદનો હેલી. ૬

નિત્ય નિત્ય નોત્તમ રે લીલા કરે હરિ રાય,
ગાતાં સુણતાં રે હરિજન રાજી થાય.

સહજ સ્વભાવે રે, ઉતાવળા બહુ ચાલે
હેત કરીને રે બોલાવે બહુ વહાલે.

ક્યારેક ઘોડે રે. ચડવું હોય ત્યારે.
ક્યારેક સંતને રે, પીરસવા પધારે

ત્યારે ડાબે રે ખંભે ખેસને આણી.
ખેસને બાંધે રે, કેડ સંધાતે તાણી.

પીરસે લાડુ રે, જલેબી ઘનશ્યામ.
જણસ જમ્યાની લેઈ લેઈ તેનાં નામ

ફરે પંગતમાં રે વારંવાર મહારાજ.
સંત હરિજનને રે, પીરસવાને કાજે.

શ્રદ્ધા ભક્તિ રે અતિ ઘણી પીરસતાં.
કોઈના મુખમાં રે, આપે લાડુ હસતાં.

પાછલી રાત્રિ રે ચાર ઘડી રહે ત્યારે,
દાતણ કરવા રે, ઉઠે હરિ તે વારે

ન્હાવા બેસે રે નાથ પલાંઠી વાળી.
કર લઈ કળશ્યો રે જળ ઢોળે વનમાળી.
કોરે વસ્ત્રે રે કરી શરીરને લૂછે,
પ્રેમાનંદ કહે રે, હરિજન રૂવે જુવે. ૭

રૂડા લાગે રે નાહીને ઉભા હોયે,
વસ્ત્ર પહેરેલું રે, સાથળ વચ્ચે નીચોવે.

પગ સાથળને રે લુહીને સારંગ પાણી,
કોરા બેસને રે, પહેરે સારીપેઠ તાણી.
ઓઢી ઉપરણી રે, રેશમી કોરની વહાલે,
આવે જમવા રે, ચાંખડીએ ચડી ચાલે

માથે ઉપરણી રે ઓઢી બેસે જમવા
કાન ઉઘાડા રે, રાખે મુજને ગમવા.

જમતાં ડાબા રે પગની પલોંઠી વાળી,
તે પર ડાબો રે, કર મેલે વનમાળી

જમણા પગને રે રાખી ઉભો શ્યામ,
તે પર જમણો રે કર મેલે સુખધામ.

રૂડી રીતે રે, જમે દેવના દેવ.
વારે વારે રે, પાણી પીધાની ટેવ

જાણુસ સ્વાદુ રે, જણાયે જમતાં જમતાં,
પાસે હરિજન રે બેઠા હોય મનગમતાં.

તેમને આપી રે પછી પોતે જમે,
જમતાં જીવન રે હરિજનને મન ગમે

ફેરવે જમતાં રે. પેટ ઉપર હરિ હાથ
ઓડકાર ખાયે રે પ્રેમાનંદનો નાથ. ૮

ચળુ કરે રે મોહન તૃપ્ત થઇને
દાંતને ખોતરે રે, સળી રૂપાની લઇને.
મુખવાસ લઇને રે, ઢોલિયે વિરાજે,
પુજા કરે રે. હરિજન હેતે ઝાઝે.
પાંપણ ઉપર રે, આંટો લઈ અલબેલો.
ફેંટો બાંધે રે, છોગું મેલી છેલો.
વર્ષા રતુને રે શરદ ઋતુને જાણી,
ઘેલાં નદીનાં રે નિર્મળ નિર વખાણી.

સંત હરિજનને રે, સાથે લઇ ઘનશ્યામ.
નહાવા પધારે રે ઘેલે પુરણકામ.

બહુ જળ ક્રીડા રે કરતા જળમાં ન્હાય,
જળમાં તાળી રે, દઇને કિર્તન ગાય.

ન્હાઇને બારે રે. નિસરી વસ્ત્ર પહેરી.
ઘોડે બેસી રે, ઘેર આવે રંગ લહેરી.

પાવન જશને રે, હરિજન ગાતા આવે,
છવન જોઇને રે આનંદ ઉર ન સમાવે.

ગયપુર વાસી રે જોઇને જગ આધાર,
સુફલ કરે છે રે નેણાં વારમવાર.

આવી વીરાજે રે, ઓસરીએ બહુનામી,
ઢોલીયા ઉપર રે, પ્રેમાનંદનો સ્વામી. ૯

નિજ સેવકને રે, સુખ દેવાને કાજ,
પોતે પ્રગટયા રે, પુરૂષોત્તમ મહારાજ.

ફળીયા માંહી રે સભા કરી વિરાજે,
પુરણ શશિ રે, ઉડુગણુમાં જેમ છાજે.

બ્રહ્મ રસ વરસી રે, તૃપ્ત કરે હરિજનને,
પોઢે રાત્રે રે, જમી શ્યામ શુદ્ધ અન્નને.
બે આંગળીઓ રે, તિલક કર્યાની પેરે.
ભાલ વચ્ચે રે ઉભી રાખી ફેરે.

સુતા સુતા રે માળા માગી લઇને,
જમણે હાથે રે, નિત્ય ફેરવે ચિત્ત દઇને.

ભૂલ ન પડે રે, કેદી એવો નિયમ,
ધર્મ કુંવરની રે સહજ પ્રકૃતિ એમ.

ભર નિંદ્રામાં રે પોઢયા હોય મુનિ રાય,
કોઇ અજાણે રે, લગાર અડી જાય.

ત્યારે ફડકી રે, જાગે સુંદર શ્યામ,
કોણ છે ? પુછે રે, સેવકને સુખ ધામ.

એવી લીલા રે, હરિની અનંત અપાર.
મેં તો ગાઇ રે, કાંઇક મતી અનુસાર.

જે કોઇ પ્રિતે રે, શીખે સુણે ને ગાશે,
પ્રેમાનંદનો રે, સ્વામી રાજી થાશે. ૧૦

---

## રાગ–ગરબી.

ઓરા આવો શ્યામ સ્નેહી, સુંદરવર જોઉં વ્હાલા
જતન કરીને જીવન મારા, જીવ માંહી પ્રોઉં વ્હાલા. ૧

ચિન્હ અનુપમ અંગોઅંગના, સુરતે સંભારૂં વ્હાલા
નખશિખ નિરખી નૌતમ મારા, ઉરમાં ઉતારૂં વ્હાલા. ૨

અરૂણ કમળસમ જુગલ ચરણુની, શોભા અતિ સારી વ્હાલા
ચિંતવન કરવા આતુર અતિ, મનવૃત્તિ મારી વ્હાલા. ૩

પ્રથમ તે ચિંતવન કરૂં, સુંદર સોળે ચિહ્ન વ્હાલા,
ઉર્ધ્વ રેખા ઓપી રહી, અતિશે નવીન વ્હાલા. ૪

અંગુઠા આંગળી વચ્ચેથી, નિસરીને આવી વ્હાલા
પાનીની બે કોરે જોતાં, ભક્તને મન ભાવી વ્હાલા ૫

જુગલ ચરણુમાં કહું મનોહર, ચિન્હ તેનાં નામ વ્હાલા
શુદ્ધ મને કરી સંભાળતાં, નાશ પામે કામ વ્હાલા. ૬

અષ્ટ કોણુને ઉર્ધ્વ રેખા સ્વસ્તિ જાંબુ જવ વ્હાલા
વજ્ર અંકુશ કેતુને પદ્મ, જમણે પગે નવ વ્હાલા. ૭

ત્રીકોણ, કલશને ગોપદ સુંદર, ધનુષ્ય, ને મીન, વ્હાલા
અર્ધ ચંદ્ર ને વ્યોમ સાત, ડ્ડાબા એ પગ ચિન્હ વ્હાલા. ૮

જમણા પગના અંગુઠાનાં, નખમાંહી ચિન્હ વ્હાલા
તે તો નિરખે જે કોઇ ભક્ત પ્રીતિએ પ્રવીણ વ્હાલા ૯

એજ અંગુઠાની પાસે, તીલ એક નૌત્તમ ધારૂં વ્હાલા
પ્રેમાનંદ કહે નિરખું પ્રિતે, પ્રાણ લઇ વારૂં વ્હાલા ૧૦

(રાગ ધોળ.)

હવે મારા વહાલાને નહીંરે વિસારૂં રે,
શ્વાસઉશ્વાસેથી નિત્ય સંભારૂં રે.
પડયું મારે સહજાનંદજીશું પાનું રે,
હવે હું તો કેમ કરી રાખીશે છાનું રે.
આવ્યું મારે હરિવર વરવાનું ટાણું રે,
એ વર ન મળે ખરચે નાણું રે.
એ વર ભાગ્યા વિના નવ ભાવે રે.
એ સ્નેહ લગ્ન વિના નવ આવે રે.
દુરીજન મનમાં આવે તેમ કહેજ્યોરે.
સ્વામી મારા હ્રદયની ભીતર રહેજ્યોરે.
હવે હું તો પુરણ પદવીને પામી રે,
મળ્યા મુને નિષ્કુળાનંદના સ્વામી રે. ૧

---

# કિર્તન સંગ્રહ.



## રાગ-માલીગાડો.

માણકીયે ચડયા રે મોહન વનમાલી
શોભે રૂડી કરમાં લગામ રૂપાળી...માણકીયે૦

માણીગર સૌને કહે છે થાઓ ત્યાર
મુની વર્ણી પદાતિ ને અસવાર
વૃત્તી પુરી જાવા કર્યો નીરધાર...માણકીયે૦

કેસર એરી ઓઢલી ને ફુલ માળ
તાજણ તીખી વાંગલીનો ઘણો તાલ
શોભે ઘણા વાલા લાગે છે મરાળ...માણકીયે૦

પ્રેમી ભકત વિનંતિ કરે દોડી દોડી
લોહચુંબક વૃત્તિ મૂર્તિમાં જોડી
નથી જાતી દરબારમાંથી છોડી માણકીયે૦

આજ્ઞા આપો અમે થઇ વૃત્ત પુરી
જાઓ પ્રભુ રામનવમી નથી દુરી
સેવક દાસ પ્રેમાનંદ હજુરી ..માણકીયે૦

## પદ ૨ જું

વાલમજી વહેલા વળજો ગઢપુરે
વૃત્ત પુરી નથી દેશાંતર દુરે ..વાલમજી૦

માણકીનો વેગ દેખ્યો સુણ્યો કોઇ
આકાશેથી તારો ખર્યો જાણ્યું જોઇ
ગરૂડ લાજ લોપી માણકીયે સોઇ...વાલમજી૦

મન વેગે ગાંફ જઇ રહ્યા રાત
સીજી વાડે સ્વામી ગયા પ્રભાત
હાંહાં કરતા વડતાળમાં ગઇ વાત ..વાલમજી૦

વ્રત પુરી હાલ કીલોલ આનંદ
સામૈયે ચાલો આવ્યા જગ વંદ
ભલે સ્વામી તમે સહજાનંદ..વાલમ૭૦

વાજાં વાગે આવ્યા નારાયણ સ્વામી
સભા મધ્યે શોભે હેલી બહુનામી
પ્રેમાનંદકે અક્ષર ધામના ધામી . વાલમ૭૦

પદ ૩ જું

ડોલરીયો જમવા ઉઠ્યા રંગ રેલ
માણીગર અજાવ ભર્યો અલબેલ . ડોલ૦

જગ્યાવાલો સંતને પીરસવા આવ્યા
મોતીચુર બાસન ભરીને મંગાવ્યા
પાંચ વાર ફર્યાં સંતને હરાવ્યા...ડોલ૦

ગોઢયાવાલો બંગલે જનને સુખકારી
જાગ્યા સાંજે સભા કરી એ સારી
ધન્ય ધન્ય એ આંબા અઘહારી ..ડોલ૦

જુગલ કુંડ રંગના કરાવેલ તાલ
ત્યાં તો શોભે ઉર્વિ ઘણી વિશાળ
આવ્યા સંગ ઘણા ઘણાં સાયંકાળ ડોલ૦

દર્શન બહુ આપ્યાં તમ સુખધામ
ઘોડે ચઢી સંઘમાં ફર્યા ઘનસ્યામ
પ્રેમાનંદ કહે બંગલે ગીયા ભગવાન ..ડોલ૦

### પદ ૪ થું.

સહવારે ગોમતી ગયા ભગવાન
રટે ત્રણ લોક નારાયણ નામ...સહવારે૦

આજ રામનવમી જનનો હીલોલ
સત્સંગી સર્વે કરે છે કીલોલ
સત્સંગી પુજા કરવાને ચાલો...સહવારે૦

પુજા કરી આરતી ભક્ત ઉતારે
સંત સભા મુર્તિને અંતરમાં ધારે
રઢીયાળો લટકા કરીને રીઝાવે...સહવારે૦

દસ દીવસ જમી જમાડયા સીધાવ્યા
વ્રત પુરી વામી ગઢપુરે આવ્યા
પ્રેમાનંદ કહે મોંધે મોતીડે વધાવ્યા . સહવારે૦

### રાગ—માઢ

નમી નમી પ્રભુને બહુ વાર રે બોલ્યા રામ પ્રતાપજી ભાઇ ન૦
આપ સ્વધામ વિરાજશો જ્યારે કેનો અમારે આધાર રે બો૦
કૃષ્ણરૂપે થઇ કર્યો કૃપાળુ જાદવકુળ સંહાર રે બો૦
દાસને સુખ દેવા સદા રહયા નહિ ધર્યા અનેક અવતાર રે બો૦
આ સમે પણ આપ એવું ધારો છો અમે પણ નીરાધાર રે બો૦
અન્ય સમે આશ્રીત થોડા હશે આ સમે અપરંપાર રે બો૦
આપ વિયોગે પ્રાણને તજશું કરી કરીને પોકાર રે બો૦
અક્ષરપતિ સ્વયં છો અવતારી ધીમંત ધર્મ કુમાર રે બો૦
નિર્દય થાવું નાથ ઘટે નહિં તમે છો જગદાધાર રે બો૦
ભગવત સુત કહે બંધુ વચન સુણી બોલ્યા પ્રભુ ધરી પ્યાર રે બો૦

## પદ ૨ જું

બોલ્યા બોલ્યા શ્રીજી મહારાજ રે સુણો રામપ્રતાપજી ભાઈ બો૦
એક વાત કહું તે વિચારો જેમાં છે સુખનો સમાસ રે સુ૦
સત્સંગમાં સદાકાળ વસું છું કરવા જનના કાજ રે સુ૦
દેવ આચાર્ય ને સંત વિષે છું શાસ્ત્ર વિષે તો સદાય રે સુ૦
વૃત્ત પુરી મારૂં અક્ષર ધામ છે જાણો એ ગુણુજ આજ રે સુ૦
વરતાલમાં હરિ કૃષ્ણ એ મારૂં દિવ્ય સ્વરૂપ હરદાજ રે સુ૦
તેનુ દર્શન એ સમ હેત કરજો પુરીશ કોડ ઘણાંજ રે સુ૦
ભગવત સુત કહે શ્રીજી વચન તે શીર ધર્યું શીરતાજ રે સુ૦

### રાગ–

શ્રીજી મહારાજ માંગું શરણ તમારૂં
શરણ તમારૂં માંગું શરણ તમારૂં શ્રીજી૦

પ્રગટ પ્રભુ પીછાનું ધન્યભાગ્ય મારૂં
થયા સહજાનંદ સ્વામી અધમ ઉધ્ધારણ. શ્રીજી૦

ગઢડું ગોકુલસમ કીધું. ઘેલા નીર પ્રીતે પીધું
દાદા ખાચરને. દીધું અભયપદ ભારી. શ્રીજી૦

રામરૂપે રાવણ માર્યો કૃષ્ણરૂપે કંસ સંહાર્યો
નારાયણ રૂપે આપે અજામેલ તાર્યો શ્રીજી૦

ભગવત્ સુત કહે છે પ્રીતે, પ્રભુ ભજીલ્યો રૂડી રીતે
ભવજળ તરવાનું આ છે, અતિ નાવ સારૂં રે શ્રીજી૦

---

## રાગ-ખમાચ.

રૂડા લાગો છો રાજેન્દ્ર મંદીર આવતારે ...રૂડા.
જરકસીયો જામો હરિ પહેરી, માથે બાંધી પાઘ સોનેરી
ગુદો રેટો ઓઢી મન લલચાવતારે... . .. રૂડા૦

હૈડે હાર ગુલાબી ફોરે ચિત્ત મારૂં રોકી રાખ્યું તોર
ગજરા કાજુબાજુ મનમાં ભાવતારે........રૂડા૦

કનક છડી સુંદર કર લઈને ગજગતી ચાલો હળવે રહીને
ચિત્તડું ચોરો મીઠું મીઠું ગાવતા રે .....રૂડા૦

પ્રેમાનંદના નાથ વિહારી જાઉં તારા બદનકમળપર વારી
હેતે શું બોલાવી તાપ શમાવતા રે .......રૂડા૦

## પદ બીજું.

વાલી લાગે છે વરણાગી તારી વાંકડી રે...વાલી.
લલીત ત્રીભંગી સુંદર શોભે, સુસર મુનીના મનને લોભે
ચાલો ચાલ ચટકતી પેરી ચાખડી રે...........વાલી,

સુંદર હસીત વદનની વાણી, સુણતા વ્રજવિનીતા લલચાણી
જોઇને મોહી અણીયાળી ચંચળ આંખડી રે......વાલી.

નવલ મનોહર સુંદર છેલા ઓરા આવોને અલબેલા
મળીગે મોહન બાંધી બાંયે રાખડી રે ..........વાલી

શ્રી ઘનશ્યામ છબીના ધામ, પ્રેમાનંદ ભજે અહો જામ
જોયાની લાગી છે નીશદીન ધાકડી રે...........વાલી.

## પદ ૩ જું.

તારી બાનકની બધ હારી મારા નાથજી રે...તારી.
સુંદર રૂપ કહયામાં નાવે શેષ સહસ્ત્ર મુખ પાર ન પાવે
કોટીક કામ લજાઈ જોડ હાથજી રે.............તારી.

મોહ્યું મન મુખને મરકલડે, ગીરધરજી ગમીયા છો દલડે
ક્ષણ ન મલ સાગર તનયા સાથજી રે............તારી.

રૂપ શીલ ગુણ રસના સાગર, તરૂણ કીશોર સદા નટનાગર
વ્રજવીનતાના પ્રાણ જીવન સુખ પાથજી રે.........તારી.

કરૂણા રસમય જોવું હસવું, કરૂણા કરી જન ઉરમેં વસવું
પ્રેમાનંદ નિત્ય ગાયે ગુણ ગાથજી રે..............તારી.

## પદ ૪ થું.

વાર વાર જાઉં વાલાંજી તારે વારણે રે... વારે
આદી પુરૂષ ઈશ્વર અવતારી, કરૂણા રસમય મુરતી ધારી...વારે.
પતિત પાવન પ્રગટયા આજ અમ કારણે રે.....વારે.

નરનારી અગણીત અથડાતાં, ભવ સાગરમાં ડુબકાં ખાતાં
ભગવંત બાંહ્ય ગ્રહીને, કાઢયા બારણે રે...........વારે.

અધમ ઉધ્ધારણ નામના નામી બરદ તમારૂં સદાયે સ્વામી
પ્રાંસું સત કળીમેં બહુ જન તારણે રે...........વારે

મળ્યા પુરૂષોત્તમ એમજ જાણી, અચળ આશરો ઉરમેં આણી
પ્રેમાનંદ હરીને બેઠા દ્વારણે રે.....................વારે.

---

મેં નીરખ્યા શ્રી ગઢપુર મહા સુખકારી રે
મહા ગુણીયલ ગોપી નાથ ભવ ભય હારી રે
છે શ્યામ શરિરે શોભતાં સુખકારી રે
રાજેશ્વર રાધા સાથ ભવભય હારી રે.

( સાખી. )

શીર મુગટ મણીયે જડયો, કુંડળ મકૃાકાર
નંગ જડીત્ર ઝળકી રહ્યા હૈડા ઉપર હાર. ૧

હૈડા ઉપર હાર હરિવર હસીયા રે
મુજ હૃદય કમળની માંય મોહન વસીયા રે

( સાખી. )

ફુલ દડો ઉછાળતાં ને લટકાં કરતાં લાલ
ડાબા કરમાં રેશમી ને રાજે એક રૂમાલ ૨

રાજે એક રૂમાલ બંસી બજાવે રે
પ્રેમે જનને આનંદ પૂર્ણ પમાડે રે

( સાખી. )

જામો જરીયાની ધર્યો ને સોનેરી સુરવાળ
શેલુ બુરાન પુરનું, શોભે ખંભે રસાળ

શોભે ખંભે રસાળ પોંચી હાથે રે
આ દશે આંગળીએ વેઢ ધરીયા નાથે રે ૩

( સાખી )

કેડે છે કટી મેખલા ને સુંદર નાડી અનુપ
સારૂં ઝાંઝર ચરણમાં શોભી રહ્યા રસરૂપ.

શોભી રહ્યા રસરૂપ પગ આંગળીયું રે
આ ઝળકે છે નખ તેજ ચંદ્ર મંડળીયું રે.

( સાખી. )

વનમાળી છે મુરતિ નટવર નંદ કિશોર
વિશ્વ વિહારી લાલજી કોટીકજન ચિત્ત ચોર ૪

કોટીક જન ચિત્ત ચોર મંગળ કારી રે
હરો આપદ અમ અલબેલ અરજ અમારી રે.

---

## ભુજંગી છંદ.

કૃપાળુ તમે છો કૃપા ધારનારા
સદા શ્રીપતિ સુમતિ આપનારા
હરિ તે ગ્રહો હેતથી મુજ હાથ
સદા આપને વંદિએ વિશ્વ નાથ. ૧

તમારા થકી સૃષ્ટિ સારી સૃજાય, તમે પાળનારા પ્રજાને સદાય,
તમે દુષ્ટ મારી ઉગારો અથાન ....................સદા. ૨

તમારા ગુણો વાણી દેવી વિચારે ઉમા ને ઉમા નાથ નિત્ય ઉચ્ચારે
ગણું આપના ગુણની શુભ ગાથ,............. ...સદા. ૩

નથી આપનો પાર છોજી અપાર તમારૂં નથી માપ કયા રથનાર
ભરે કોણ તે આભની સાથ બાથ.................સદા. ૪

કળી ના શકે વેદ લીલા તમારી કહો દષ્ટિ ત્યાં કેમ પુગે અમારી
ઉપાસુ અમો જાણીને સુખ પાથ ... ........ .... સદા આપો. ૫

કરી છે સ્તુતિ આંકુચી એમ આણી રીજાવા તમને પ્રભુ પક્ષ પાણી
.ગણી આપનો બાળ રાખોજી સાથ,........સદા આપજો. ૬

## રાગ–માઢ.

પધારોને સહજાનંદજી હો ગુન્હા કરીને માફ
ગુન્હા કરીને માફ પ્રભુજી ગુન્હા કરીને માફ પધારો.

પ્રણામ છે ધર્મ તાતને, ભક્તિ માતાને પ્રણામ
પ્રણામ છે જેષ્ટ ભ્રાતને ઇચ્છારામજીને પ્રણામ
રેહો ગુન્હા કરીને માફ ........ . પધારો

પતી મેલ્યાં પીયુ તમ કારણે મેલી છે કુળ મર્યાદ
માતપીતા મુકયા છે સ્વામી અમે-એક તમારે કાજ
રે હો ગુન્હા કરીને માફ............પધારો

ગરૂડ તજીને પાળા પધાર્યા, ગજ સારૂ મહારાજ
એવી રીતે તમે આવો દયાળુ, કરવા અમારા કાજ
રે હો ગુન્હા કરીને માફ.........પધારોને

અમ જેવા તમને ઘણાં પણ તમો અમારે એક
પ્રેમ સખી વિનંતિ કરે છે રાખો અમારી ટેક
રે હો ગુન્હા કરીને માફ.........પધારોને.

## રગ–માઢ

મારા છેલછબીલાજી લાલ રે મહારાજા મોરે યાર
વાટ જોઈ ઉભી ક્યારની હું, ઘણી ઘડી થઇ આજ
જો તમે પધારો નાથજી તો સરે અમારા કાજ રે
મહારાજા મોરે યાર... ... ... ...મારા છેલ.

તમ વિના મારા નાથજી મારી કોણ લેશે સંભાળ
જો તમે સામું નહી જુવો તો દુર્જન દેશે ગાળ રે
મહારાજા મોરે યાર... ... ... ...મારા છેલ.

આંખેથી આંસુ ઝરે છે, હૈયે આગ અપાર
ચાલો તો મંદીરીયે જઇએ. માણકીના છો સ્વાર રે
મહારાજા મોરે યાર... ... ... ...મારા છેલ.

શરણાંગતની સામુ જુઓ રાખો હમારી લાજ
સહજાનંદજી નામ તમારૂં, સ્હેજે પધારો આજ રે
મહારાજા મોરે યાર .. ... ... ...મારા છેલ.

રાત દિવસ ઝંખના રહે છે, અક્ષર પર નિવાસ
મરણ સમીપે રહેવાની પુરો કૃષ્ણનંદની આશ રે
મહારાજા મોરે યાર... ... ... ...મારા છેલ

## રાગ–માઢ.

મારા કેશરભીના કાન રે ઉભા ગંગાજીને તીરે
ઉન્મત્ત ગંગા સોહામણી રે, ઉન્મત્ત ઉનરો નીર
ઘણું નાહયા ઘનસ્યામજી રે, જળમાં મહા બળવીર રે
ઉભા ગંગાજીને તીરે ................મારા કેશર.

ખળખળીયો ખળકે ઘણું રે થેલો ગુણ ગંભીર
જેની ઉપમા નવ જડે રે કયાંથી મતિ રહે સ્થિર રે
ઉભા ગંગાજીને તીરે..................મારા કેશર.

પૂર્વ દિશામાં પાણી વહે છે. સૂવર્ણ કેરી રેલ
પાપી પુરૂષ દેખી ડરે રે, દાઝે દુષ્ટોના હીર રે
ઉભા ગંગાજીને તીરે... .....  ......મારા કેશર.

સહજાનંદજી સ્નાન કરીને પહેર્યાં વસ્ત્ર અમૂલ્ય
પ્રેમ સખી કહે ન્યાલ કરી રે નાવે તેની તુલ્ય રે
ઉભા ગંગાજીને તીરે................ મારા કેશર.

## રાગ–માઢ

જાણો છો હરિ રે તમે જાણો છો હરિ
તમ વિના મારૂં કોણ છે તમે જાણો છો હરિ
પરિવારમાં તમે સાર છો સંસારના આધાર
મોરા પ્રાણના તમે નાથ છો તમે જાણો છો હરિ તમ૦

આ લોકમાં તમે આપ છો પરલોકના માબાપ
સૌ જગતના પ્રતીપાલ છો તમે જાણો છો હરિ તમ૦

મારી આશના તમે પાસ છો અતિ કુડથી તમે દૂર
મંજુ કેશાનંદના નાથ છો તમે જાણો છો હરિ તમ૦

## રાગ–ખમાચ.

અંતર્યામિ કયાં જાશો નહિં જાવા દઉં હરિ રે
હદથી હું રાખીશ હરિ મનમંદિરમાં ધરી રે અંત૦

મોહન તમને ઘણા મનાવું. ઘર મેલીને ન ઘટે જાવું
નિર્દયા ન થાવું પ્રભુપદ વિસરી રે અંત૦

રીઝવવાની રીત ન જાણું. મનગમતી રીતે વર્તાવું
મન ગભરાણું બીજી કાશ કરી કરી રે અંત૦

જેવોતેવો તોય તમારો તજવાથી નહિ આવે આરો
નાથ નિભાવો રખડયો પેટ ભરી ભરી રે અંત૦

અંધ થયો હું અજ્ઞાનપણામાં પાસે હતા પણ જડયા ન શાણાં
કેશવ થાકયો તેથી ફોગટ ફરી ફરી અંત૦

## પદ ૨ જું.

મારી નાડ તમારે હાથ હરિ સંભાળજો રે
પ્યારા પોતાનો જાણીને પ્રભુ પ્રતિ પાળજો રે મારી૦

પ્રથાપ્રથી નથી સમજાતું. દુઃખ રહે છે સદા ઉભરાતું
મન હશે શું થાતું નાથ નિહાળજો રે મારી૦

અનાદિ વૈદ આપ છો સાચા કશા ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યા છે ટાંચાં વેળા વાળજો રે મારી૦

વિશ્વંભર તમ નહિ વિસારૂ હાથ બાજી છે તે કેમ હારૂ
મહા મુંઝારો મારો નટવર ટાળજો રે મારી૦

કેશવ હરિ મારૂં શું થાશે, ઘાણુ વળ્યો ત્યાં ગઢ ઘેરાશે
લાજ તમારી જાશે ભુધર ભાળજો રે મારી૦

——(*)——

## રાગ–ગરબી.

દુસરો કુન સુખદાઈ શ્યામ બિન દુસરો કુન સુખદાઇ
ધીરજતા ધૃકિ ઉર ધારીં અચલ પદ દિયો આઇ રે
જાુરેં જબ હિય કર્યો ગજકું છિનમેં લિયો છોડાઇ રે શામ.

પ્રલ્હાદકી અતિ પીડા પીછાની, પ્રગટ ભયો સ્થંભ માંઇ
હીરણકશ્યપુ માર્યો શ્રીહરિએ, નૃસિંહ વેશ બનાઇ રે શામ.

પાંડવકુ લાક્ષા ગૃહ જારે તાસુ લિને બચાઇ રે
પાંચાલીકુ ચિર પુરનકું ધીર તજી આયે ધાઇ રે શામ.

જહાં જહાં ભીર પરે ભકતનકું, તહાં તહાં હોત સહાઇ રે
દયાનંદકો નાથ દયાલુ, ભજે ભાવ ઉર લાઈ રે, શામ

### પદ ૨ જું.

જીયકો કુંન હિતકારી હરિબિન જીયકો કુંન હિતકારી
કુડી માયા કામ ન આવે, દેખો દિલમેં વિચારી રે
મોહ બઢાવે બોત ભમાવે, આપે દુઃખ અપારી રે હરિ૦

ગોપીચંદે સબ તજી દિનો, રાજ સાજ સુખ ભારી રે
અતિ દુઃખદાની અસતજાંનિ, ભજીયો ભવભયહારિ રે હરિ૦

ભરતજીયેં ભગવંત ભજન હિત, તજી સોલસે નારીં રે
બાજંદે પાતસાઇ બહાઈ, પ્રભુ પદ પ્રિત વધારી રે હરિ૦

એસો વિચારો અચલ ઉર આંનિ, જગ જંજાલ:વિસારીં રે
દયાનંદકો નાથ ભજે તો, દેવે પદ અવિકારીં રે હરિ૦

## રાગ–ગરબી.

મારે મન વસ્યો છે છોગલા વાળો...[૨]
છેલછબીલો ને અજબ રંગીલો એની સુફળ નેણુંનો ચાળો ..મા૦

જામો છે જરકસી પાઘ કુસુંબી, કમર કસીયો કટારો
કાને કુંડળ ગળે મોતીડાની માળા, એનો સુરવાળનો ઝબકારો...મા૦

મોતીડાની માળા કંઠે બિરાજે, હેમ કડાં કર ડારો
જમણી આંગળીયે વેઢવીંટી બિરાજે, એનો તોરો કુસુમનો ન્યારો મા૦

હૈડા ઉપર હાર હેમનો બિરાજે, પાય પાઘડીને ઘુઘરીનો ઘમકારો
અટકમટક એની ચાલ ચટક. બ્રહ્મચારી જે રામનો પ્યારો . મા૦

## પદ ૨ જું.

મારે ઘરે આવજો છોગલા ધારી...[૨]
લાડું જલેબી ને સેવ સુંવાળી, હું તો ભાવ કરી લાવું સંભારી મા૦

ચુરણ પુરણ ને ભાજી કારેલાં, પાપડ વડી વઘારી
વંતાક વાલોળનું શાક કરી, મેં તો ચોળાફળી છમકારી...મા૦

ભાત કમોદનો ભાવે કરીને, દાલ કરી બહુ સ્વાદી
લીંબુ કેરીના લેજો અથાણાં, કઢી છે કાઠીયાવાડી...મા૦

ચળુ કરાને લવીંગ સોપારી, પાનબીડી આપું વાળી
હરનીશ આવો તો ભાવ કરી ભેટું એમ માંગે જેરામ બ્રહ્મચારી...મા૦

## રાગ–માઢ.

આવો વિશ્વ વિલાસી, શ્રી સુખરાશી, સુંદર શ્રી ઘનસ્યામ
સ્મરે સિદ્ધ ચોરાસી, યોગ અભ્યાસી, હે અવિનાશી, સુંદર શ્રીઘનસ્યામ

અક્ષર ધામના ધામી અકામી સ્વામી શ્રીજી મહારાજ
ગરૂડગામી હે ! બહુનામી આવો તમે હરિ આજ રે...આવો૦

દાસ તણા છો ત્રાસ નિવારણ, પૂરણ ગુણ પ્રકાશ
આપ તણી ઇચ્છાએ રહ્યા છે અવનિ, વાયુ, આકાશ રે ..આવો૦

વિશ્વમાં વ્યાપક વિશ્વથી ન્યારા વિશ્વ તણા આધાર
એક ભ્રકુટી વિલાસે કરો છો, સૃષ્ટિ પાલન સંહાર રે ..આવો૦

સુખ દેવા હોય સંતને જ્યારે, ત્યારે ધરો અવતાર
આ સમે ધર્મથી પ્રગટ થઇને ભારે હર્યો ભૂમિ ભાર રે...આવો૦

કાળના કાળ કૃપાળુ તમે છો, પ્રેમી તણા પ્રતિપાળ
સ્નેહ આણી સેવકને સંભાળો, બળવંત ભક્તિના બાળ રે...આવો૦

પ્રાણના પ્રાણ સુજાણ તમે છો, સુંદર સુખની ખાણ
અશરણ શરણ છે ચર્ણ તમારા, માયાથી કરણ મૂકાણ રે ..આવો૦

દિન દયાળક જન પ્રતિપાળક, ટાળક કષ્ટ અનેક
પાપ પ્રજાળક ભક્તિના બાળક, નેહ નિહાળક ટેક રે.. આવો૦

પાંડવ દ્રૌપદી આદિક ને વળી, ગીતાની લીધી સંભાળ
એવી વાલાજી મહેર આણી, આવો વિશ્વવિહારીજી લાલ રે...આવો૦

## રાગ–જંગલો.

બોલો બોલો રે જોગી બાલુડા કયાંથી આવ્યા આપજી
દેહ ધર્યો છે કયા દેશમાં, કોણ માત ને તાતજી...બોલો.

બાળપણે બટુક તમે કેમ લીધો વૈરાગ્યજી
સગાં ને સંબંધી તમે કહો કેમ કર્યો ત્યાગજી...બોલો.

માત પીતાએ પ્રેમે કરી નહિ લડાવીયા લાડજી
કે ભાઇને ભોજાઇ થઇ, રીસાયા કરી રાડજી...બોલો.

કાયા તમારી કોમળી પાદુકા નથી પાયજી
વાટમાં કાંટાં ને કાંકરા તેમાં કેમ ચલાયજી...બોલો.

ટાઢને તડકો બહુ પડે, કેમ સહન કરાયજી
ઝડીયું પડે રે વરસાદની, કહો કેમ ખમાયજી...બોલો.

પૃથ્વી ઉપર પોઢતા હશો, પાથર્યાં નહિં પલંગજી
ખરેખરૂં ખુંચતું હશે, આવું, કોમળ અંગજી...બોલો.

કોણ સેવા કરતા હશે, સાચો રાખીને સ્નેહજી
ભુખ તરશ વેઠતાં હશો, દીસે દુર્બળ દેહજી...બોલો.

કમળ કે પુષ્પ ગુલાબનું, એવું શોભે શરિરજી
દેખી દયા અમને ઉપજે, આવે નેણાંમાં નીરજી...બોલો.

ચંદ્ર કે ઇંદ્ર દિનેંદ્ર છો. કે છો શંભુ સ્વરૂપજી
કાં તો અક્ષર પતિ આપ છો કોટી ભુવનના ભુપજી...બોલો.

છત્ર ચમર જોગ્ય છો, તમે ભાગ્યવંત છો ભ્રાતજી
તે જોગી થઇ જગમાં ફર્યા, એતો અચરજ વાતજી...બોલો.

હાથી ઘોડા રથ પાલખી, તમને વાહન હોયજી
તે તમો વિચારો એકલાં, કહો કેમ કળે કોઇજી...બોલો.

જે તન ઉપર જોઇએ, હીરા મોતીના હારજી
તે તન ઢાંક્યું મૃગચર્મથી સજ્યા નહિં શણગારજી બોલો.

જે શિર ઉપર જોયે, મણી જડીત્ર મુગટજી
તે શિર ઉપર જણાય છે, જોતાં આજે જુથજી....બોલો.

કંચન કેરી કટોરીયો, જળ પીવાને જોગજી
તે તમે રાખ્યું તુંબડું, તેવા ભોગવો ભોગજી...બોલો.

વર્ણિ લાગો છો વાહાલા ઘણા. આવો અમારે ઘેરજી
જુકિત કરીને જમાડીએ, રસોઈયુ રૂડી પેરજી...બોલો.

આશિષ અમને આપો ઘણી, ધરી ઉરમાં વ્હાલજી
નિત્ય અમારૂં રક્ષણ કરો, વિશ્વવિહારી લાલજી...બોલો.

## રાગ–લાવણી.

મલી બુટોલપુરની માંય કહે છે મયા રાણી
સુણો નિલકંઠ વર્ણિન્ સુખદ મમ વાણી
કેમ ત્યાગ્યું તમે ઘરબાર ઉમર છે છોટી
નથી જાણી મારા નાથ વાત છે મોટી.
શોભે સુંદર માથે કેશ, કોમળ છો અંગે
કેમ વિચરો મહા વનમાંય નથી કોઈ સંગે
કર્યો બંધુવર્ગે અપમાન ભોજાઈએ મેણું દીધું.
થયો છોટી વયમાં વૈરાગ્ય કુટુંબ તજી દીધું
લીધો બાળપણામાં ભેખ જુવાની છે ભારી
તમે પરણો સુંદરશ્યામ નૌતમ નારી.
થયા તેના સારૂ ખુવાર રૂપાંમુની રાયા
પડ્યા દેવ તપસ્વી સિદ્ધ એવી એ માયા.
ગયો સૌભરિ કેરો ત્યાગ, એકલસંગી લુંટયાં
પડ્યો નહુષ સ્વર્ગથી સોમ, ગુરૂથી ન છુટયાં.

શિવ બ્રહ્માને સુરરાય નારદ મુખ કાળું
દસ મસ્તક કેરૂં કુળ રામે સંહાર્યું.
એવું જાણી પ્રિતમ પ્રાણ કાં ન વિચારો
મુજ વિનતિ એ અલબેલ કર્ણમાં ધારો.
અહો કુંવરી મારી દ્રય રાજ કરી સ્થાપું
ઘણાં ગામ હતી ને અશ્વ પેદલ આપું.
જ્યારે થાશે જોબન જોર પછી પસ્તાશો
મલી કોઇ વેરાગણ નાર લઇ નાસી જાશો
મહા મર્મ ભરેલાં વાક્ય સુણી સુખધામી
બોલ્યાં સુખકંદ જન કંઈક કરૂં નિષ્કામી.
નહિં આવે જોબન પાસ પછી તો અંગે
ધાર્યું નીમ દઢ એ શ્યામ અતિ ઉમંગે
છે બંધુવર્ગમાં સ્નેહ બોજનઇ પણ તેવી
થયું બાળપણમાં જ્ઞાન માયા તજ્યા જેવી.
કર્યા અસંખ્ય જીવના થોક. અતિ નિષ્કામી
કહે નારાયણ ગુની દાસ ભજે બહુનામી.

## રાગ–ભૈરવી.

મેં તો ગુન્હેગાર તેરા રે, હો સ્વામીન્ મેરારે...મેં તો૦
મેં તો ગુન્હેગાર તેરા કિરતાર, દે દરશન ચરણ કેરા રે...મેં તો૦
અધમોધ્ધારણ! પતિતજન પાવન! મેટત ભવ ફેરા રે...મેં તો૦
યહિ બિરદ ઘનસ્યામ સુની તેરા કિનો ચરણ ડેરા રે ..મેં તો૦
પ્રેમાનંદ કહે પ્રભુ ભવસાગરસેં પાર કરો બેરા રે મેં તો૦

## પદ ૨ જું.

મેરી તકસીર કરીયે માફ રે, હો હરિજગ બાપ રે. મેરી
બહોત બની તકસીર મેરેસો સબ વાંધી જાનત આપ
હમ અપરાધી જીવ જનમકે કાંબરનું કહી પાપ રે...મેરી.

સ્થાપન ધર્મ ધર્મકુળ પ્રગટે, અધર્મ કરન ઉથાપ
પ્રેમાનંદ તર્યો ભવસાગર તેરે ચરન પ્રતાપ રે...મેરી.

## રાગ–કાફી.

જાના હે નર જાના હે ઘર છોડી અકેલા નર જાના હે
મેડીમંદિર છોડ ચલેગો, એક દિન ભૂમિ બિછાના હે
નિજ તન નારી પુત્ર પોખે તો જારીકે સાર મીલાના હે. ઘર.

બ્રહ્માઆદ ભુવનકે સ્વામી, ઉહાંભી સ્થિર ન રહાના હે
દાસ મુકુંદ કહે આશ તજ જુઠી શ્રીહરિ ચરણ ઠેકાણા હે...ઘર.

## પદ બીજું.

આવેગે જમ આવેગે હરિ ભજન વિના જમ આવેગે
હરિ જન દેખી હાંસી કરત વાકે, તો મુખમેં આગ ઝરાવેગે
કિર્તન કથા સુનત નહિં તાકે, તો શ્રવણમે શીસા રેડાવેગે...હરિ

કર્મવિકર્મ કરે જિનકે હિત, છનમેં કોઈ ન બચાવેગે
દાસ મુકુંદ કહે ચાલ ગુરૂ ચરણે, એક પલકમે છોડાવેગે...હરિ.

## રાગ.

દિન રાત પ્રભુકા ગુન ગાતે હે,
ગાતે હૈ રે ગવાતે હૈ, દિન રાત પ્રભુકા ગુન ગાતે હે

મનમર્કટ પ્રભુ ગુનસેં બાંધકે ધ્યાનમેં તાન લગાતે હૈ
સોના ચાંદી હીરા મોતી, દેખકે અબ ન લોભાતે હૈ ..દિન.

ફુલ સમાન જાનકે ચિત્તમેં, નાથ ભજનમેં રાતે હૈ
આશક હોકર ભાન ભૂલકે, આનંદ રસંકા ઉડાતે હૈ ..દિન.

હરિગુન પ્યાસા જો નર આવત, તાંકુ અમિરસ પાતે હૈ
ભક્તિરસકા અમૃત પીકે, ગુન મિષ્ટાન્નકુ ખાતે હૈ ..દિન.

જગજંજાલ છાંડકા ચિત્તસેં સન્મારગ બતલાતે હૈ
દિવાના જાને સબ હમકું ઓર હમતો રસમેં માતે હૈ . દિન.

રાગદ્વેષકા પાશ કાપકે, નારાયણ ગુન ગાતે હૈ
કહેત સેવકજી સબ સંતન કુછ, દુનીયામેં ન દેખાતે હૈ . દિન

---

એવો દિન ક્યારે શ્રીજી દેખાડશે
અસાર લાગે મુજને આ સંસાર જો
ચંચળ ચિત્ત આ હરિચરણે ચોટી રહે
તનમન ધનની રહે નહિં દરકાર જો ૧

ખાનપાન વિષસમ વિષય દેખાય જો
ધોવા એ મુજ મનનો મેલ વિકાર જો
જનની સમ સહુ સુંદરીને દેખું વલી
પરનારીસુ થાયે નહિં કદી પ્રિત જો ૨

ખાનપાન લાગે કડુ વિષય સમાન જો
અહંપણું ને મમતા થાયે દૂર જો
સ્નેહ સંબંધ સગાં વહાલાંનો નવ રહે
પ્રગટે અંતરમાં મમ નાથનું નૂર જો ૩

હતું તેનો ભેદ જરી રહેશે નહિં
પ્રગટ હરિમાં વૃત્તિ ન થાયે દૂર જો
સ્વાર્થ પરમાર્થ ઉકેલીને જુદા કરૂં
હંસ કરે જેમ જુદા નીર ને ક્ષીર જો...એવા દિન૦

## રાગ–જંગલો.

જનુની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો રે વૈરાગ્યજી
ઉપદેશ આપ્યો એણીપેરનો. લાગ્યો સંસાર આગજી . જનુ.

ધન્યધન્ય માતા ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી
રાજસાજ સુખ પરહરી, વેગે ચાલીયા વનજી ..જનુ.

ભલો રે ત્યાગ ભરથરી તણો તજી સોલસેં નારજી
મંદિર ઝરૂખા મેલી કરી. આસન કીધેલાં બારજી...જનુ.

ઉડી ન શકે ઉંદીયો બહુ બોલાવ્યો બાજંદજી
તેને દેખી ત્રાસ ઉપન્યો, લીધા ફકીરી છોડયો ફંદજી ..જનુ.

એવા વૈરાગ્યવંતને જાઉં વારણે. બીજા ગયા અનેકજી
ભલાભુંડા અવનિ ઉપરે, ગણતાં નાવે છેકજી ..જનુ

કયાં ગયું કુળ રાવળીતણું, સગર સુત સાઠ હજારજી
ન રહ્યું નાણું રાજા નંદનું. સર્વે સ્વપ્ના વહેવારજી ..જનુ.

એવા છત્રપતી ચાલી ગયા રાજ્ય મુકી રાજનજી
દેવદાનવ મુનિ માનવી, સર્વે જાણ્યાં સ્વપ્ન વહેવારજી ..જનુ

સમજી મુકો તો સારૂં ઘણું, જરૂર મુકાવશે જમજી
નિષ્કુળાનંદ કહે નહિં મટે, સાચું કહું સમ ખાઇજી...જનુ.

## રાગ–જંગલો.

સ્વપ્નું સમજે રે આ સંસારને, દુઃખદરિયો વિશાળજી
પડ્યા પાછા નવ નિસરે કોટિવાર ગળે કાળજી . સ્વ.

માત તાત સુત યુવતિ, સૌ સ્વારથીયો સાથજી
કામ સાધી કોરે રહે, દેવે જમડાને હાથજી...સ્વ.

સગાં સંબંધી સહુ મળી, મોટો કીધો દઇ માનજી
વેગે ચડયો વહેવારને, ભુલ્યો મુકિતનું ભાનજી...સ્વ.

અશ્વ વેલ્યું પલંગ પાલખી, હાથી હિંડોળા ખાટજી
મેલી જાવું જીવને એકીલા, મારૂં માનો શામાટેજી...સ્વ.

મહેલ ઝરૂખા માળીયા, રૂડી રંગીત મેડીજી
તેને મેલાવા જમ મારતા, તુરત લઇ જાયે તેડીજી...સ્વ.

ખાનપાન સુખ સેજમાં, રહેતા હૈયે હુલાસજી
દયાનંદ કહે હરિ ન ભજ્યા, થયા નરક નીવાસજી સ્વ.

### પદ ૨ જું.

વિષય વિકાર જેણે કીધલા, તેને દુઃખ અપારજી
ત્રિવિધિ તાંપની ઝાળમાં, બળે ગરજુ ગમારજી ..વિષ૦

ધન નારીની ઘણી ધાંખડી, રાત દિવસ રૂદે ધારીજી
શ્વાન શુકર પેરે બોલતાં, ગયા નર તન હારીજી...વિષ૦

દિપક દેખી પતંગીયાં, પડીતન જાળે જેમજી
રૂપવંતી નારી નીરખી, નર નાશ પામે તેમજી...વિષ૦

દેશવિદેશે ડોલીને, ધને ભર્યા ભંડારજી
તોય તૃષ્ણા જેની નવ ટળે, ઉલટી વાધે અપારજી...વિષ

ભોગ સંસારી ભોગવી, કોઇ તૃપ્ત ન થાયજી
ઇંદ્રિયો ઉંડી અપાર છે, વિષય નિરે ન ભરાયજી...વિષ૦

ખોટામાં મન ખોડીયું, વૈરાગ વાત ન વિચારીજી
દયાનંદ કહે એવા નર, ચાલ્યા અવસર હારીજી...વિષ.

## પદ ૩ જું.

વૈરાગ વસેરે જેના ઉરમાં બળતો લાગે સંસારજી
અરૂચિ રહે સદા અંતરે, મિથ્યા માયિક વિકારજી...વૈરા૦

નારીને ગણેરે નિત્યે નાગણી, સગાં શત્રુ સમાનજી
વહેવાર વિષસમ ત્રેવડે, પ્રભુ ભજવામાં તાનજી...વૈરા૦

રમણીક પદારથે રાજી નહી, કરે દેહ નિરવાહજી
ચૌદે લોકમાં ચિત્ત નહી, હરિ ચરણની ચાહજી...વૈરા૦

ભાવિક ભોગ મિથ્યા ગણે, કોઇને ચિનવે ન ચિતજી
હરિ મુરતિમાં એક મન રહે, વૈરાગ્યવંતની એ રીતજી ..વૈરા૦

અષ્ટ સાધી નવનિધિને, અંતર ઇચ્છે ન લેશજી
મુકિત ચતુરધા ભુલીને, હરી સેવે હમેશજી...વૈરા૦

જ્ઞાનેયુકત વૈરાગની, વાત લેજો વિચારીજી
દયાનંદ કહે જેને ઉપજે, તેને થાય સુખ ભારીજી ..વૈરા૦

## પદ ૪ થું.

પ્રિતે ભજ્જે રે પરબ્રહ્મને, સ્વામી સહજાનંદજી
નિજ આત્મરૂપ માનતાં, થાય અતિ આનંદજી...પ્રિતે.

કાળનું ભક્ષ સર્વે જાણીને, કીટ બ્રહ્મા પર્યંતજી
હરિજન હરિ પ્રતાપથી, રહે નિરભે ન ચિંતજી . પ્રિતે.

નિજ નજર કટાક્ષથી, વિશ્વ ઉપજે અનંતજી
પાળે હરે તેને પળમાં, એવા મોટા ભગવંતજી ..પ્રિતે.

પરાત્પર જેને કહે, વેદવાદી પોકારીજી
તે અક્ષરવાસી વાલ્યમો, વિચરે નરતનું ધારીજી...પ્રિતે.

સમરથનું ચરણ ગ્રહી, નબળા થાય બળવંતજી
કામાદિક શત્રુ જીતિને, બને શુરવીર સંતજી...પ્રિતે.

કોટી સાધન કરે સામટાં, ભેય મળે ન શ્યામજી
દયાનંદ કહે ભેટી ભકતને, લઈ જાવે નિજ ધામજી...પ્રિતે.

## રાગ–કાફી.

દિલ લગ્યા હમારા ફકીરીસેં................ દિલ.
દુનિયાંદાર દુઃખી સબ દેખે, રાંક રૂરાવ દલગીરીસેં...દિલ.
નિત્ય તાપ જગ વ્યાપ રયો હે, જરત હે મોહ જંજીરીસેં...દિલ.
પાયા ધન સો રહત ન પાયા, મર ગયા કરકે મેરીસેં...દિલ.
બ્રહ્માનંદ કહે આનંદ આદે, અદલ બ્રહ્મ અમીરીસેં...દિલ.

## રાગ-પરજ.

મેં હું આદિઅનાદિ રે, આતો સરવે ઉપાધી
સદ્‌ગુરૂ મીલીયા અનાદિ મીટ ગઈ સર્વે ઉપાધિ
કહાં એ કાષ્ટ ને કહાં એ કુહાડા, કહાં હે ઘડનરહારા
જબ નેમોયે સદ્‌ગુરૂ મીલીયા. મીટ ગયા સબ ચાળા...મેં.

કોણ કુળ ને કોણ કુટુંબી, કોણ માતને તાત
કોણ ભાઈ ને કોણ ભગીની, બ્રહ્મ હમારી જાત...મેં૦

નહિં રહામેં નહિં ગયા મેં, નહિં સુધર્યાં નહિં બિગડયા
હમે હમારા કુળ સંભાર્યાં, મત કરના કોઉ ઝગરા...મેં૦

પાણીમેંસે પુરૂષ બનાયા, મળમુત્રકી કયારી
મીલ્રા રામને સર્યા કામ અબ ન રહી કોઉસે યારી . મેં૦

આગે તપસી તપસ્યા કરતાં, રહીગઈ કિંચિત્ કાયા
તે કારણ આ નરતનુ ધરીયો. તે સરીયું સર્વે કામ
નિષ્કુળાનંદ કહે પ્રગટ મળ્યા, મો એટલું નામને ઠામ...મેં૦

## રાગ—જંગલો

મુને સ્વપ્ને ન ગમે રે સંસાર, કોને કેમ કીજીયે
વમન થયું મન ઉતર્યું એવો જાણ્યો રે સંસાર કોને.

શેજ પલંગને પોઢણાં, કોઈ તલાંસે પાય,
પતંગ પડયો તે ઉપરે, માથે જમ કેરો દાવ...કોને.

મૃગરાજના મુખમાં જે કોઇ આવે જરૂર
ખાનપાનને વિસરે. મરવું દેખે હજુર...કોને,

સ્વાર્થે સહુ કો મલી, વિધ વિધ કરે વાત
અંતરમાં કેમ ઉતરે, નજરે દીઠેલ ઘાત ..કોને૦

સમજી વિચારી જે કરો તજો ખલકની આશ
નિષ્કુળાનંદ નિશ્ચે કર્યું, સુખતો સદ્દગુરૂ પાસ

કોને કેમ કીજીયે..... મુને૦

## રાગ—જંગલો.

જંગલ વસાવ્યો જોગીએ, તજી જેણે તનડાની આશજી
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી...જં૦

શેજ પલંગે પોઢતા મંદિર ઝરૂખા માયજી
તેને નહિં તરણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી...જં૦

શાલ દુશાલા ઓઢતા, ઝીણા ઝરકસી જામાજી
તેણે રાખી કંથા ગોદડી સહે શિરશિત તે ઘામજી...જં૦

ભાવતાં ભોજન જમતાં, અનેક વિધિનાં અન્નજી
તેરે માંગણ લાગ્યાં ટુકડાં, ભિક્ષા ભુવન ભુવનજી...જં૦

હાંજી કહેતાં હજાર ઉઠતાં, ચાલતાં લશ્કરલાવજી
તે નર ચાલ્યા એકીલા, નહિં પેજારૂં પાયજી...જં૦

રહો તો રાજાજી રસોઇ કરૂં, જમતાં જાઓ જોગીરાજજી
ખીર નીપજાવું ક્ષણ એકમાં તેતો ભિક્ષાને કાજજી ..જં૦

આહાર કારણ ઉભો રહે, કરી એકની આશજી
તે જોગી નહિં ભોગી જાણવો, અંતે થાશે વણસજી...જં૦

રાજસાજ સુખ પરહરી જે જન લેશે જોગજી
ધનને દારામાં જે નહીં ધસે. રોગ સમ જાણે ભોગજી…જ૦

ધન્ય એ ત્યાગ વૈરાગ્યને તજી જેણે તનડાની આશજી
કુળરે તજી નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી…જ૦

## રાગ–કલ્યાણ.

હે હરિ હરિ–પ્રભુ કરૂણા કરી
નર નારી ઉગારવાને નરતનું ધારિ…હે હરિ.

અક્ષરધામી છો બહુ નામી, સ્વતંત્ર સર્વાધાર
કળિમળબળ જે પ્રગટ થયો. હરિ તેના છો હરનાર…હે હરિ

અસુર અધર્મી મહા કુકર્મી, દેતાં જનને દુઃખ
મૂળથી તેના કુળ ઉખેડી સંતને દીધા સુખ…હે હરિ.

વાદી હરાવ્યા બંધ કરાવ્યા, હિંસામય બહુ જાગ
દારૂ માટી ચોરીઅવેરી, તેહ કરાવ્યા ત્યાગ…હે હરિ.

પાજ ધમની આજ શું બાંધી લીધી અરિની લાજ
ધન ત્રિયત્યાગી સાધુ કીધા, સર્વોપરિ મહારાજ…હે હરિ,
વિશ્વવિહારી અજઅવિકારા અવતારી અલબેલ
કલ્પતરૂ છો સુખ દેવામાં છોગાળા રંગછેલ . હે હરિ.

## રાગ–પરજ.

સંતો સાંભળો સાચી વારતા ભુખ્યા લીધાં નથા મેં ભેખરે
ગાડું બળદને ગાય ઘોડી વળી ડોબાં હતાં દસબાર
પાંચ મલીને પુછતાં મને, કરતો હું કારભાર રે…સંતો.

અન્ન ધન ધામને ધરણી પરણી ધુરૂણી ઘેર
છોટાંમોટા છોકરાં હતા, મારે હતી માતાજીની મેરરે...સંતો.

ખાવાપીવાનું ખુબજ હતું, વસ્ત્રનો નહિં પાર
જોયા જેવા જોડા મલતા, તર્કે તર્કે તૈયાર રે ..સંતો.

એટલું તજી હું અહિં આવ્યો છું ઉંડો કરી વિચાર
ભુખને માર્યે ભેખ લીધો એમ ગણશોમાં એની હાર રે...સંતો.

જ્ઞાન વૈરાગ્યે ગળેજ ઝાલ્યો, ક્યાંયે ન ચોટયું ચિત્ત
નિષ્કુળાનંદને નહિં સંભળાવો, નહિંતો જોડશે ગીત રે...સંતો.

## રાગ–ધોળ

અક્ષરના વાસી વહાલો આવ્યા અવનિપર
અવનિ પર આવી વહાલે સતસંગ સ્થાપ્યો રાજ અ૦

નવખંડ ધરતીમાં સ્વામી સતરાયા ચાલે
હરિજનોને કોટીકલ્યાણ આપ્યો રાજ અ૦

બાઇયું દેખીને ભાઇઓ છેટેરા ચાલે
પડી વસ્તુ કોઇની હાથ ન ઝાલે રાજ અ૦

દેવના દેવ વહાલો ધામીના ધામી
પ્રગટ પ્રભુનું નામ સહજાનંદ સ્વામી રાજ અ૦

પ્રેમાનંદનો વહાલો આનંદકારી
પોતાના જનની વહાલે લાજ વધારી રાજ અ૦

## પદ ૨ જું.

ધર્મને લાલે મુને હેતે બોલાવી
એકાંતની વાત મર્મે સમજાવી રાજ ધર્મને.

મૂળ માયાના બંધન કાપવા આવ્યા
ધામોધામના વાસી અહીં બોલાવ્યા રાજ ધર્મને.

મૂળ અક્ષર પણ શ્રીહરિ સંગે
મુકતમંડળને લાવ્યા ઉમંગે રાજ ધર્મને.

નવે ગૃહમાં જેમ ભાનું વિના તમ
દુર ન થાય મર કરે કોટિ શ્રમ રાજ ધર્મને.

પ્રેમાનંદનો વહાલો પ્રાણ સ્નેહી
બધા જીવોને વ્હાલે કર્યા વિદેહી રાજ ધર્મને.

## પદ ૩ જું.

અધમઉધ્ધારણ એવું પોતાનું નામ
સત્ય કર્યું આજ શ્રી ઘનશ્યામ રાજ અધમ.

જીવને શિવ કર્યા વહાલે અવિદ્યા ટાળી
પ્રૌઢપ્રતાપ જણાવી હદ વાળી રાજ અધમ.

વિના સાધને સૌને સિદ્ધ દશા પમાડી
પોતાની રીત સૌને ન્યારી દેખાડી રાજ અધમ.

રવિ આગે શશિ તારા ન ભાસે
મત પંથ એમ શ્રીહરિ પાસે રાજ અધમ.

પ્રેમાનંદનો વહાલો પૂર્ણ પ્રતાપી
પોતાના જનને સ્થિતિ અલૌકિક આપી રાજ અધમ.

## પદ ૪ થું.

શિદને ભટકો છો તમે ચતુરસુજાણ
કરો પ્રભુ પ્રગટી આજ ઓળખાણ રાજ શિદને૦

આ ધામના ધામી ક્યારેય નહોતા પધાર્યા
ઇશ્વર કોટી સ્તુતિ કરીને હાર્યા રાજ શિદને૦

અવસર પર કોઇ અવનિએ આવે
તો તે માયાની પાસે કાંઇન ફાવે રાજ શિદને૦

ગુણીની સંગે કોઇ નિર્ગુણ થાએ
જ્યાંથી આવ્યા તેમાં પાછા સમાયા રાજ શિદને૦

આવો અવસર હવે ફરી નહિ આવે
પ્રેમાનંદ તાલી દઇ કહાવે રાજ શિદને૦

## રાગ.

ભવિષે લખ્યું હોય તેમ થાય
ડહાપણ કોઇનું કામ ન આવે ક્રોડ કરોને ઉપાય
રામચંદ્રજી જાણતાં છતાં વનમાં શિદને જાય
સતી સીતાજી કલંક લાગ્યું અને રાવણ શિદને રોળાય...ભ૦

ઇંદ્ર રાજાને ઉન્મતી સૂઝી ગૌતમ દ્વારે જાય,
ચંદ્રમાને કલંક લાગ્યું અને અહેલ્યાની શીલા શીદ થાય . ભ૦

પરિક્ષિત રાજાને રટના લાગી મૃગીયા રમવા જાય
સાધુ રૂષીને સંતાપવાથી એને સર્પડંસ શીદને થાય...ભ૦

અર્જુન ભીમ નકુળ સહદેવ. રાજા ધર્મ કહેવાય,
પાંચ પાંડવ દેખતાં છતાં સતી દ્રૌપદી શીદને લુંટાય...ભ૦

શુભ મુહુરત શુભ ચોઘડીયું, પ્રથમ ગ્રહ જોવાય
સારા જોશીએ જોશ જોય છતાં રંગભરી શીદને રંડાય . ભ૦

નામ ધર્યું તે નાશ થવાનો માટે હરિગુણ ગાય
ભક્ત પ્રેમાનંદ રામ ભજે તે તો વહેલો વૈકુંઠ જાય ..ભ૦

## રાગ-ગરબી.

હૈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું
લક્ષ ચોરાશી કેરું લગડું માથે માગી લીધું રે...હૈયાના.

પેટને અર્થે પાપ કરંતાં પાછું ફરી નવ જોયું
ચાર દિવસના જીવતર સારૂ મન માયામાં મોહ્યું રે હૈયાના.

જન્મમરણ દુઃખ ગર્ભવાસનું તેં નવ શકીયો ટાળી
માતપીતા યુવતી સુત સંગે વિસાર્યા વનમાળી રે . હૈયાના.

આળસને અજ્ઞાન અતિશે. કામ બગાડયું તારૂં
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂં રે હૈયાના.

## પદ ૨ જું.

દુનીયામાં ડાહ્યો ડહાપણમાં દુઃખ પામે
ભવતારણ ભગવાન વિસારી. ચડીયો ઠાલે ભામે રે...દુની.

મનુષ્ય દેહ મળ્યો અતિ મોંઘો, ખોટો જાણી ખોયો
ચોરે ચૌટે જુઠું બોલ્યો. નાહક નીર વલોયો રે ..દુની

હરિ હરિજન સંગ હેત ન કીધું પીધું વિષનું પાણી
સુખ સંસારી પામ્યા સારૂ મુવા લગી ધર તાણી...દુની.

હર્ષ શોકની નદીયો મોટી, તેમાં જાય તણાણો
દેવાનંદ કહે હરિ ભજ્યો નહી, ઘણા દુઃખે ઘેરાણો રે.. દુની.

## પદ ૩ જું.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી
અંત સમે કોઇ કામ ન આવે સગાં કુટુંબ સુત નારી રે ..અ૦

જોબન ધનનું જોર જણાવે ફાટી આંખે ફરતો
કાળ કરાળ કઠણ શિર વેરી દિલમાં કેમ નથી ડરતો રે . અ૦

માલ ખજાનાં મંદિર મેલી, મુવા ભુપ મદમાતા
શ્વાન શુકરના દેહ ધરીને ધર ધર ગોથાં ખાતા રે ..અ૦

આજ અમુલખ અવસર આવ્યો, હરિ ભજયાનું ટાણું
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું રે ..અ૦

## પદ ૪ થું.

પામર તેં પ્રાણી વિસાર્યા વનમાળી
મિથ્યા સુખ માયામાં મોહયો મૃગતૃષ્ણા જળ ભારી રે પામ.

આઠ પહોર અંતરમાં બળીયો, ઘણા ઘણાને ધાયો
રળી ખળી ધન ભેગું કીધું, ના ખરચ્યો ના ખાયો રે...પામ.

નારી આગળ નિર્લજ થઇને, બીતો બીતો બોલે
હડકોલાવે હસી બોલાવે, કરે તૃણને તોલે રે...પામ.

સાસુ સસરો સગાં સંબંધી. તેની સેવા કીધી
દેવાનંદ કહે સાધુજનની, તેં સેવા તજી દીધી રે...પામ.

## રાગ–ધોળ.

ઘડપણ કોણે મોકલ્યું જાણ્યું જોબન રહે સૌ કાળ
ઉંબર તો ડુંગર થયા રે, પાદર થયા પરદેશ
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઉજળા થયા છે કેશ . ઘડ૦

નહોતુ જોઈતું તે શીદ આવ્યું રે નહોતી જોતા તારી વાટ
ઘરમાંથી હળવા થયા રે, કહેશે ખુણે ઢાળો એની ખાટ ..ઘડ૦

નાનપણે ભાવે લાડવા રે. ઘડપણે ભાવે સેવ
રોજને રોજ જોઈએ રાબડી રે, એવી બલી ઘડપણની ટેવ . ઘડ૦

આંખે તો સુઝે નહિં રે, થર થર ધ્રુજે કાય
ખાધું તો અન્ન પચે નહિં રે વલી બેઠા તે નવ રહેવાય ..ઘડ૦

પ્રાતઃકાળે પ્રાણ માહરા રે. અન્ન વિના અકળાય
ઘરના કહે છે મરતો નથી રે તને બેસી રહેતાં શું થાય...ઘડ૦

દીકરા તો જુજવા થયા રે, વહુઓ દે છે ગાળ
દીકરીઓને જમાઈડા લઈ ગયા હવે ઘડપણના શા હાલ ..ઘડ૦

નવ નાડીઓ જુજવી પડી રે આવી પહોંચ્યો કાળ
બૈરાં છોકરાં ફટફટ કરે રે. નાના મોટા મલી દે છે ગાળ...ઘડ૦

આવી વેળા અંતકાળની રે. ત્યારે દીકરા પધાર્યા દ્વાર
પાંસળીયેથી છોડી વાંસળી, તેણે લઈ લીધી તે વાર...ઘડ૦

એવું જાણી સૌ હરિ ભજો રે સાંભળજો સૌ સાથ
પર ઉપકાર કરી પામશો રે. જે કાંઇ કીધું હશે જમણે હાથ ઘડ૦

એવું નફટ છે આ વૃદ્ધપણું રે મુકી દ્યો સૌ અહંકાર
ધર્મના સત્ય વચન થકી રે, મહેતા નરસી ઉતર્યો ભવપાર ...ઘડ૦

## રાગ–ગરબી.

કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે
મરી જાવું મેલીને ધન માલ, અંતકાળે સગું નહિં કોઇનું રે
સંસ્કારે સંબંધી સર્વે મળ્યા રે
એ છે જુઠી માયા કેરી જાળ..........અંત૦
મારૂં મારૂં કરી ધન મેલવ્યું રે. તેમાં તારૂં નથી તલભાર . અંત૦
સુખ સ્વપ્ના જેવું સંસારનું રે તેને જાતાં ન લાગે વાર અંત૦
માટે સેવે તુ સાચાં સંતને રે, તારા ટળશે ત્રિવિધ તાપ ..અંત૦
અતિ મોટા પુરૂષને આશરે રે. બળે પુર્વ જન્મના પાપ ..અંત૦
એવું સમજીને ભજ ભગવાનને રે સુખકારી સદા ઘનશ્યામ . અંત૦
દેવાનંદનો વાલો દુઃખ કાપશે રે, મનવાંછિત પુરણકામ . અંત૦

## પદ ૨ જું.

મળ્યો માણસનો દેહ ચિંતામણી રે
તારા અંગમાં છે રોગ અસાધ્ય, નથી લેતો નારાયણ નામને રે
માથે મરણ જનમ મોટું દુ ખ છે રે. તારા અંતરમાં હરિને આરાધ...ન૦
ઘણું સુઝે છે કામ સંસારનું રે કરે સગાનું બહુ સન્માન...ન૦
હેત કરતો નથી હરિદાસમાં રે, હૈયા ફુટયા તું લુણહરામ...ન૦

પરનારી સંગાથે કરી પ્રીતડી રે, તારો એળે ગયો અવતાર . ન૦
બહુનામીની બીક નથી રાખતો રે, ખરે થઇશ તેમાં ખુવાર ન૦
અતિ કઠણ વેળા છે અંતકાળની રે, પછી થાશે તને પસ્તાવ ..ન૦
દેવાનંદની શીખામણ માનજે રે, તારા અંતરમાં કરીને વિચાર ..ન૦

## પદ ૩ જું

તારા મનમાં જાણે મરવું નથી રે
એવો નિશ્ચે કર્યો નિરધાર તેમાં ભુલી ગયો ભગવાનને રે
ધન દોલત નારીને ઘણા દીકરા રે, ખેતીવાડી ઘોડીને ઘરબાર ..તે૦
મેડી મંદીર ઝરૂખાને માળીયા રે સુખદાયક સોનેરી સેજ ..તે૦
ગાદી તકીયા ને ગાલમસુરીયા રે અતિ આડ્ય કરે છે એજ...તે૦
નિચું કાંધ કરીને નમતો નથી રે. એવું સાધું સંગાથે અભિમાન . તે૦
મરમાળી મોહનની મૂરતી રે, તેની સાથે ન લાગે તાન ..તે૦
પાપ અનેક જનમનાં આવી મળ્યાં રે તારી મતી મલીન થઇ મંદ . તે૦
દેવાનંદના વાલાને વીસરી ગયો રે તારે પડ્યો ગળે જમ ફંદ ..તે૦

## પદ ૪ થું.

તારે માથે નગારા વાગે મોતનાં રે
નથી એક ઘડીનો નિરધાર, તોય જાણ્યા નહી જગદીશને રે
મોટા મેલીને રાજ મરી ગયા રે જેને જાતાં ન લાગે વાર . તોય.
તારૂં જોબન ગયું જખ મારતું રે, માથે કાળા મટી ગયા કેશ ..તોય.
અંતકાળે લેવાને જમ આવીયા રે તેનો ભાળી ભયંકર વેશ ..તોય.
રોમ કોટિ વીંછી તણી વેદના રે દુઃખ પામ્યો તું દેવના ચોર . તોય.

સગાં સ્વાર્થી મળ્યાં સહુ લુંટવા રે, કેનું જરા ન ચાલે જોર . તોય.
જીભ ટુંકી પડીને ત્રુટી નાડીયું રે થયું દેહ તજ્યાનું તત્કાળ...તોય.
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથને રે, મળ્યો માણસનો દેહ વિશાળ . તોય.

## રાગ–ગરબી

નારાયણ નામ લેને તું પ્રાણી રે
બદ્રીનાથ પ્રગટ જુગ જાણી ......... નારા

નર દેહ દીધો તને નાથે રે. હોય ધન તો વાપર તારા હાથે રે
પડ્યું રહેશે નાવે કોદિ સાથે ..................... નારાયણ.

ગર્ભવાસે રક્ષા કીધી તારી રે, લીધો જઠરા અગ્નિથી ઉગારી રે
એવા તેને તું કેમ વિસારી......................નારાયણ.

વિના સમજ્યો કહે છે મારૂં મારૂં રે. ધન કાજ ભમે મન તારૂં રે
નારે હાથ નથી તન તારૂ.. ....................નારાયણ

મિથ્યા સુખમાંતે શુ ભરમાણો રે, બાંધ્યો લોકલજ્જા ગળે પાણો રે
જાય તૃષ્ણાને પુર તણાણો ..... ...............નારાયણ.

કાયામાયા છે જે તારી કાચી રે. તેના રંગમાં રહ્યો છે તું રાચી રે
બ્રહ્માનંદ કહે વાત સાચી .... ..................નારાયણ.

## પદ ૨ જું

બદ્રીપતી નાથનું લેને શરણું રે
મટે મહા મહાદુઃખ જન્મને મરણું રે. ..બદ્રીપતી.

તાકે પરધનને પરનારી રે. નથી ભજતો તું દેવ મોરારી રે
આગે શી ગતી થાશે તારી ........................બદ્રીપતી

નહિં આવે ભેગા સુત દારા રે. મેલી મેડીને મંદિર સારા રે
કરવા જંગલ માંહી ઉતારા ..... ......... . ...બદ્રીપતી.

ફરી બાંધ કમર ટળે ફેલી રે, થાને તત્પર આળસ મેલી રે
બહુનામી થાશે તારા બેલી................ ..... બદ્રીપતી.

રહે છે મન રે માયામાં રાજી રે, જાુઠું બોલે ને મમતા ઝાઝી રે
દેખા કોઈનું રૂડું મરે દાઝી......................બદ્રીપતી.

કર પ્રીત તું સંત સમાજે રે, જેમ પ્રગટ હરિ નિત્ય રાજે રે
બ્રહ્માનંદ કહે તારે કાજે......................બદ્રીપતી.

## પદ ૩ જું.

બોળે બદ્રી નાથને તું રેને રે
નર સાંઈત નારાયણ કેને...... . બોળે.

જમ હાથે જરૂર તારે જાવો રે, પછે થાશે તુંને પસ્તાવો રે
પ્રાણી અવસર નાહીં મળે આવો..................બોળે.

ક્ષેત્ર સકળ સમાર્યાં તેં બેડી રે, ધર્યાં રહેશે મંદિરને મેડી રે
હાલી જાય છે જોને તારી હેડી.... .......... ...બોળે

દેખી ફુલીશમાં તન ગોરે રે હું હું હાલું કરે છે હોરે હોરે રે
નિત કાળ આવગ્દાને ચોરે........... ........બોળે

દીલ પાપ થકી તું ડરજે રે. ઝાઝો ભાર માથે મત ભરજે રે
કર્મ સમજી વિચારીને કરજે..................બોળે.

ચિત ચડાવમાં બોત તોફાને રે : કથા પ્રભુની સાંભળજે તું કાને રે
બ્રહ્માનંદનું કહ્યું સત્ય માને .. ...... ...... ......બોળે.

## પદ ૪ થું.

પ્રાણી નર દેહ સુંદર પામી રે. ભજ નર રે નારાયણ સ્વામી...પ્રાણી.
સાચા સંતને ચરણે તું રહેને રે દયા આણીને અન્નજળ દેને રે
તારો જનમ સુફળ કરી લેને........................પ્રાણી૦

ભવતારણ જગપતિ ભેટી રે. મેલ લોકની લાજ સમેટી રે
બાંધ પ્રેમ તણી કશી પેટી........................પ્રાણી૦

સાચા સંતનો સંગ કરીને રે, દઢ અંતર ધિર ધરીને રે
ભજ પ્રગટ પ્રમાણ હરીને........................પ્રાણી૦

લાગ્યું જમનું વાંસે તારે લારૂં રે, આવી લેશે સાંજ સવારૂં રે
માટે કર તારા જીવનું સારૂ........................પ્રાણી૦

મેણું અનંત જનમનું ઉતારો રે. હવે જીતી બાજી મત હારો રે
બ્રહ્માનંદનું કહ્યું હૈયે ધારો........................પ્રાણી૦

## રાગ-ઠુંમરી

જુઠી જુઠી જગતકી આશ રે, નરનારા પલકમાં પાવે
કાળ ચવીના મુખમેં લીના, વાકા નહિં વિશ્વાસ રે...નર.
માનત મેરી નહિ કોઇ તેરી, કાલ કઠિન શિર ત્રાસ રે ..નર.
સુતવિત્ત દારા જગ વ્યહવારા, સર્વે સ્વપ્ન બિલાસ રે ..નર.
દેવાનંદ દેખી ભવભય લેખી, ઈનસેં ભયે ઉદાસરે...નર.

## પદ ૨ જું.

ગાયે ગાયે ન ગીરીધરલાલ રે, નરપલ ગયે પસ્તાઇ
અતિ મદમાતા દેશમે બાતા, હો ગયે હાલબેહાલ રે...નરપલ.

કુકર્મ કરતા, દિલ નહિં ડરતા, ધર રચે ધન માલ રે...નરપલ.
પ્રભુપદ પ્રીતિ કબહુ ન કીતી, કુબુદ્ધિ ચલત કુચાલ રે...નરપલ.
દેવાનંદ પ્યારે હરિ ઉર ધારે, તજી દીનો જગ જંજાલ રે...નરપલ

## પદ ૩ જું.

મેરી મેરી કરત મતિમંદ રે, વ્રજચંદ દીયો વિસરાઇ
નરતન પાયો કછુ ન કમાયો, ફેર ધર્યો ભવ ફંદ રે...વ્રજ૦
જીવ અભાગી વિષય અનુરાગી, સમર્યા નહિં સુખકંદ રે...વ્રજ૦
ત્રીવીધી તનમેં જરત હે મનમેં, ગાફલ ગબરૂ ગદ રે...વ્રજ૦
દેવાનંદ ભારી કહેત વિચારી, જાહી જપત સુરવૃંદ રે...વ્રજ૦

## પદ ૪ થું.

આયો આયો મનુષ્ય અવતાર રે, નર ચાર દિવસ મિજબાના
કુટુંબ કબીલા સ્વારથ મીલા, વાકુ ચલત નહિ બાર રે . નર૦
જમકે દુતા મારત જુતા, પાપી કરત પોકર રે...નર૦
ભવદુઃખ ભારી દેખ વિચારી, મરને ધરત અવતાર રે નર૦
દેવાનંદ ભારી ચરને મોરારી, સહેજ તરે સંસાર રે નર૦

## રાગ–ગરબી.

મોહનને ગમવાને ઇચ્છો માનની
ત્યાગો સર્વે જૂઠી મનની ટેક જો
પતીવ્રતાનો ધર્મ અચળ કરી પાળજો
હરિચરણે રહજો અબળા થઇ છેક જો. ૧

વલી એક વાત કહું છું અધિક વિવેકની
સાંભળ બહેની તારા સુખને કાજ જો
હરિજન સંગે રાખો પુરણ પ્રિતડી
ત્યાગો મદમચ્છર જુઠી કુળ લાજ જો. ૨
સુખદાયક તું જાણે સુંદર શ્યામને
અતિ દુઃખદાયક મન પોતાનું જાણજો
મુકતાનંદનો નાથ મગન થઇ સેવજો
સમજી વિચારી બોલો અમૃત વેણ જો. ૩

## પદ બીજું.

સાંભળ બહેની હરિ રીઝયાની રીતડી
મોહન વરને માન સંગાથે વેર જો
સાધન સર્વે માન બગાડે પળ વિષે
જેમ ભળીયું દહીં સાકર મહીં ઝેર જો.
દાસી થઇને રહેજે દીનદયાળની
નીચી ટેલ મળે તો માને ભાગ્ય જો
ભવ બ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી
પુરૂષોત્તમ પાસે એઠાની જોગ્ય જો.
પ્રિત કરજે પુરૂષોત્તમ સાથે નિત્ય નવી
દાઝીશમાં દેખી કોનું સન્માન જો
મુકતાનંદનો નાથ મગન થઇ સેવજો
તો રીઝે રસીયો સુંદરવર કાન જો.

## પદ ૩ જું.

કાનકુંવરની રીત સુણી મનમાં ધરો
તો તમે રહેશો મગન સદા હરિ સંગજો

પુરૂષોત્તમને નથી કોઈ પર પોતાતણું
પુરણકામ ન રાચે કેને રંગ જો.
કરૂણાનીધિમાં કામાદિક વાગે નહિં
ઇચ્છા માન તણો નહિં અંતર લેશ જો
કડવા વેણ કહે પોતાના દાસને
ઓસડસમ આપે ઉત્તમ ઉપદેશ જો.
જે જે વચન કહે સુંદરવર શ્યામજો
સુખ ઉપજે તેમ કરવો શુદ્ધ વિચાર જો
મુકતાનંદનો નાથ સદા સુખદાઈ છે
એવું જાણી કરજો પુરણ પ્યાર જો.

## પદ ૪ થું.

સુખસાગર હરિવર સંગે સુખ માણજો
અતિ ઘણી મહેર કરી છે શ્રીમહારાજ જો
પુરૂષોત્તમ સાથે પુરણ સગપણ થયું
આપણ તુલ્ય નહિં કોઈ બીજું આજ જો.
રવિ મંડળમાં રાત તણું દુઃખ નવ નડે
પારસ પાસે ધન દુર્બળતા જાય જો
તેમ પ્રગટ પુરૂષોત્તમને જે જે મળે
તેનો મહિમા ભવ બ્રહ્માદિક ગાય જો.
તન અભિમાન તજે પુરણ સુખ પામીએ
શામલીયા સંગ વાધે સાચી પ્રિત જો
મુકતાનંદ કહે મર્મ ઘણો છે વાતમાં
જાણી લેજો અતિ ઉત્તમ રસ રીત જો

## રાગ—કાફી ગરબી

હરિ હૈયાના હાર છો જીરે તમે હરિ હૈયાના હાર છો
સેંજતણા શણગાર છો જીરે...............તમે૦

મુખથી શું ઘણું કહીએ મોહનને
પ્રાણ તણા આધાર છો જીરે ...............તમે૦

વહાલ પણામાં અતિશે વહાલા
નટવર નંદકુમાર છો જીરે ............ તમે૦

દુર્જનીયાને દુર ઘણા છો
પ્રેમી જનના પ્રાણ છો જીરે ..............તમે૦

મુક્તાનંદ કહે નર નાટક ધરીને
શરણાંગતના સાર છો જીરે .. ... .... તમે૦

## પદ ૨જું.

નેણાં ઠરે છે જોઇનેરે મારા નેણાં ઠરે છે જોઇને
રહી છું મોહન સંગે મોહીને ........મારા૦

જે દિનમાં દર્શન ન પામું
તે દિન વિતે રોઇને રે.........મારા

લોકડીયાની લાજ ન રાખું
કે મારા વેણ વગાડને રે ....... મારા૦

શ્યામ વિના હું ચૌદ ભુવનમાં
રંગે ન રાચું કાહને રે .. .... મારા૦

મુક્તાનંદ મોહનવર પામી
કુળ મર્યાદા ખોઇને રે... ...મારા૦

## પદ ૩ જું.

મોહ્યું નયનની સાનમાંરે મન મોહ્યું નયનની સાનમાં
વાંસલડીના તાનમાં રે ...... ......મન૦

કામને કાજ મુને કાંઇ ન સુઝે
ગીરધરજીના ગાનમાં રે ... .........મન૦

આંખલડી અણીયાળી જોઇને રે
કુંડળની ઝખી કાનમાં રે ............મન૦

મન ગમે તેમ મુખથી બોલું રે
જાણે બેઠી છું રાનમાં રે..............મન૦

મુક્તાનંદ કહે થઇ મતવાલી રે
વાલમજીના તાનમાં રે ...........મન૦

## પદ ૪ થું.

કાનુડા સંગ મન લાગ્યું સૈયર મારૂં કાનુડા સંગ મન લાગ્યું
એહેનું તે બાણ ઉર વાગ્યું ....... .. સૈયર૦

શ્યામ વિના હું ચૌદ ભુવનમાં રે
અળગી નવ અનુરાગુ.......... સૈયર મારૂં૦

મોહન વર સાથે મન માન્યું રે
બીજું તે કાંઇ નવ માંગુ ..........સૈયર મારૂં૦

ફુલડે સેજ સમારી સુંદર રે
વાટડી જોઇ જોઈ જાગું......... સૈયર મારૂં૦
મુક્તાનંદ મોહનવર મળતા રે
જન્મ મરણ દઃખ ભાગ્યું .... ....સૈયર મારૂં૦

## રાગ.

પ્રભુ તને પ્રસન્ન કેમ થાશે રે પ્રભુ તને પ્રસન્ન કેમ થાશે
સમજ સમજ કાંઇ દિલમાં પ્રાણી પ્રભુ પ્રસન્ન કેમ થાશે ..પ્રભુ.

મોહ માયા મમત ઘણેરો. છળ ભેદ અતિશે ભરીયો
ટીલાં ટપકાં માથે ઘાલી, ડોળ ખોટો તેં કરીયો..પ્રભુ.
માળાં ફેરવે મણકાં મૂકે. મન છે વાઘરી વાડે
ભજન કરવા બેસે ત્યારે જુઠી બુમો પાડે...પ્રભુ.
હાથમાં માળા હૈયે લાળાં, છાનાં મસ્તક કાપે
પોતે ઉપદેશ પામ્યો નથી ને, બીજે શિખામણ આપે. પ્રભુ.
હરિ દર્શને જાય મંદિરમાં ભગવાનને નવ ભાળે
પર રામાં દ્દિઠામાં આવે તો ચિત્ત ધરીને નિહાળે. પ્રભુ
મોહ મમતા જ્યાં લગી તુજમાં, મલે નહિં ભગવાન
જીવલડા તું સમજ દિલમાં, તજ તારૂં અજ્ઞાન પ્રભુ

## રાગ.

આવો રૂડો અવસર રે ઓલખવા એક હરિ
મોંઘો મનુષ્યા તન રે નાવે તારે ફરી ફરી...આવો૦

ધન જોબન તન રંગ પતંગી મલશે વારંવાર
તે સારૂં શું જતન કરે છે સ્વપ્નું રે આ સંસાર
મેલી એને મરવું રે–ડરવું દિલ દોષ ધરી...આવો૦

વાસ કરો નિત્ય વૈષ્ણવ જનમાં, મનમાં માનો વાત
પણ દાસપણું દેવતાને દુર્લભ ભજેથી જન્મદુઃખ જાત
ભકિત કરજો ભાવે રે–ધર્મની ટેક ધરી. આવો૦

સૌમ્યસ્વભાવ પરમ સુખસંપત્તિ, એહિ પામ્યાનો ઉપાય
પણ પ્રગટ સ્વરૂપ ઓળખજે એવું, દુર્લભ દેવ ગવાય
એવું તન આવ્યું રે–લેજે વ્રજરાજ વરી...આવો૦

માયાની મોટપ મિથ્યા પણ, નથી ઘડીનો નિરધાર
દેવાનંદ કહે ભજ દુઃખભંજન, કરૂણાનિધિ કિરતાર
કઇ વેળામાં રે–રહેશે તારા કારજ સરી...આવો૦

## પદ ૨ જું.

કાયામાયા કુડી રે રાખી તારી રહેશે નહિં
જોને તું વિચારી રે ઘેલા કેમ અકકલ ગઇ...કાયા૦

નંદ રાજાને અનગળ નાણું ભરી સંચી ભંડાર
પણ કોડી અંતે કામ ન આવી, જતાં ન લાગી વાર
ન ખાધી ન ખરચી રે, વેઠ મુવો ભાર વહી...કાયા૦

રાવણ રીધસીધ પુરણ પામ્યો, ઇંદ્ર અતિ અભિમાન
પણ અજ્ઞાને અવરાણું અંતર, ભૂલી ગયો મૃત્યુ ભાન
વાદળની છાયાં રે—જોતાં જોતાં છેટે ગઇ. કાયા૦

ભજ ભગવાન માન તન મેલી, બેલી કર બળવીર
પણ લક્ષ્મીવરની લાલચ રાખી ધરજે મનમાં ધીર
અધમ ઉદ્ધારણ રે— અભય પદ આપે સહી. કાયા૦

મૃગજળ ભરવા મુરખ માણસ, દોડે સૌ સંસાર
વાત વિચારીને પાછો વળજે પામ્યા નથી કોઇ પાર
દેવાનંદ દેખી રે—વિવેકની વાત કહી...કાયા૦

પદ ૩ જું.

ચેતો ચતુર નરનારી રે ચેતો ચતુર નરનારી
આ યુગ હમણાં ચાલ્યો જાશે રે..............ચેતો.

મોટાં મોટાં ચાલ્યા ગયા મુકી પોતે ઘરબાર
સાથે કાંઇ નવ લઇ ગયા, સૌ પડયું રહ્યું તે ઠાર...ચેતો

મારા છૈયા મારી પત્ની, મિથ્યા તું તો જાણે
અંત સમે કો સંગ ન આવે યમ મારે જે ટાણે ..ચેતો.

તારૂં આ ભુતળને વિષે, સગું અલ્યા નથી કોઇ
સગાં સહોદર ધનના લોભી, અંતે રહેશે રોઇ...ચેતો.

ભજન સ્મરણ તુજ સંગે આવે, પુણ્ય કર્યું હોય જેહ
બાકી સૌ મિથ્યા તમે જાણો, અંતે અળગાં તેહ ..ચેતો.

પુણ્ય નેમમાં નેહ ધરીને, પરદુઃખમાં જીવ બળશે
તો જીવડલા સાચું માનજે, નિશ્ચે વૈકુંઠ મળશે ..ચેતો.

સાગ.

શા માટે તમે શોચ કરો છો, પ્રભુ કરશે તેમજ થાશે
ધારેલ મનના મનસુબા તે, સરવે ફોગટમાં જાશે.
પ્રભુ ઇચ્છા વિના કાંઇ નથી બનતું, કર્તાહર્તા જગ સ્વામી
માનવ જાણે મેં કર્યું પણ કરનારા અંતર્યામી.

દોષ કર્મને ન દેવો ભાઇ, લખ્યું લલાટે તેમ થાશે
ડહાપણ કોઇનું કામ ન આવે, ભાવિક તે આવી બનશે.

સ્નેહસાગરકે ગઇ માતા, વચન માંગ્યું રાજ કનો
ભરત ભોગવે રાજ અવધના રામચંદ્ર જાયે વનમેં.

સતી સીતાજી મોટા કહીએ જેના સ્વામી જગકર્તા
રાવણે તેનું હરણજ કરીયું ત્યારે સતી મહાદુઃખ પામ્યા.

પાંચ ભાઇ પાંડવજી કહીએ જેના સ્નેહી જગકર્તા
એવા નર તો મહા સુખ મેલી દુઃખીયા થઇ વનમાં ફરતા.

રાજપાટ ને રિધિસિધિ સર્વે તે ખેહા હારી
પાંચ ભાઇ વન પધાર્યા, સાથે પંચાળી નારી.

હરિશ્ચંદ્ર મોટા રાજા, રૂડી રીતે રાજ્ય કર્યું
પરમેશ્વર કોપ્યા ત્યારે, નીચ ઘેર જઇ જળ ભર્યું.

નળરાજા સતવાદી કહીએ, જેને દમયંતી રાણી
અર્ધે વસ્ત્રે વનમાં ભટકયા, ન મલ્યા અન્ન કે પાણી.

એવા મોટાને મહાદુઃખ થયું, તો બીજાનું તે શું કહેવું
દાસ સેવકજી કરે વિનંતિ, પ્રભુ રાખે તેમજ રહેવું.

## રાગ-લાવણી.

જબરો કાળ ઝપાટો રે, માથે મરણ બીક મોટી
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા
મોત બડા મરદાન મરદ જ્યાં, ધ્રૂજી પડે ધારાળા ..જ૦

વૈદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કુટી
પણ ખુટી તે તો જરૂર ખુટી, ખુટીની નહિં બુટી ..જ૦

મુંઇરૂં ખોદો શિખો સરોદા, તત્ત્વ વિચારો તાજા
નહિં ભેદમાં દાહાડી રમો, પણ વગશે ઉંધાં વાજા...જ૦

જોષ જુવો નિર્દોષ ભણીને, કોપ શુકનના કાઢો
જમ કિંકરનો અજબ ઝપાટો, ગજબ કરીદે ગાઢો...જ૦

વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દુજે
પકડે આવી મોત પલકમાં, જીવડલો શું ઝુંઝે...જ૦

રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો
દરદ મરદને ગરદ કરી દે મોત મરદ છે આખો...જ૦

ધર્મ ધરો અધર્મને મેલી, ખાંતેથી રમો ખેલી
રૂષિરાજ રઘુનાથ વિના, કોઇ નથી બરાબર બેલી...જ૦

## પદ ૨ જું

નિશ્ચે રહેવું નથી રે માથે મોત ઝપાટો મારે
ફાલ્યા ફૂલ્યા શું રે ફરો છો, જુવો વિચારી જગમાં
વણસંતા કાંઇ વાર ન લાગે, રોગ ભર્યા રગરગમાં ..નિ૦

હાટ ભરો ધન માટ ભરો, મન ધાટ કરો ભલે મોટા
પાટ હાઠ બહુ ઘાટ આઠ પળ, પાણીના પરપોટા...નિ૦

ઝગઝગઝગ મેવાડી મોળીયા, ઝગમગ દીપે ડગલાં
લાકડાંની ચેહયો લાગી, થયા ધૂળના ઢગલાં...નિ૦

ડાહાપણ ડાહાયા કોમળ કાયા, ઉડયા પલકમાં એતો
કેડા મહોરે વાર નથી કાંઇ, ચુપ કરીને ચેતો...નિ૦

કાસીવાસી અતિ ઉદાસી, જંગલવાસી જોગી
કાળ ઝપટમાં ચપટ થયા કાંઈ ભાત્ય ભાત્યના ભોગી...નિ૦

મીઠી વાણી પુરા પુરાણી જાણી વાતો ઝાઝી
કાળ કોળીયા કરી ગયો, કોણ કીતાબવાળા કાજી.. નિ૦

સગાં સંબંધી રૂવે સ્વારથે, વિનતા રૂવે વરેલી
રૂષિરાજ રઘુનાથ વિના, નથી કોઈ બરાબર બેલી ..નિ૦

## રાગ—ગરબી.

સ્વામી પ્રગટ થયા તે કહું સાંભળો રે,
સાધુજનને અલૌકિક સ્વાદ, ગુણ ગાયે પવિત્ર ધર્મ વંશના રે
જેની માતા ભકિત નામે મહા સતી રે, પીતા પાંડે હરિપ્રસાદ ..ગુ.
ગુણવંત છપૈયા એક ગામ છે રે, પાસે અવધનગર મોટું ધામ...ગુ.
ચૈત્ર શુકલ નવમીએ પ્રભુ જન્મીયા રે હુરિકૃષ્ણ ધર્યું છે શુભ નામ...ગુ.
બાલલીલા કરે છે બહુ ભાતની રે, માતા પીતાને હરખ ન માય...ગુ.
વાલો ચંદ્રકલાની પેરે વધે તારે, નરનારી જોઇને સુખી થાય...ગુ.
આઠ વરસે પામ્યા તે ઉપવીતને રે, તજ્યું ભુવન પામીને વૈરાગ...ગુ.
ગુણ ચરિત્ર મનોહર ગાવવા રે, મળ્યો બ્રહ્માનંદને માગ ગુ.

## પદ ૨ જું.

ચાલ્યા ઉત્તર દિશામાં પોતે એકલા રે
વન પર્વત ઓળંધ્યા દસવીસ, બલીહારી નવલ ધનસ્યામની રે
મુકતનાથ જઇને તપ કીધલું રે, સાધી જોગ કલા તે જગદીશ બ.
ત્યાંથી તીરથ કરતા ચાલીયા રે, કરતા બહુ જનને ઉપદેશ...બ.

જગન્નાથ જઇ દક્ષિણ પધારીયા રે, પછી આવ્યા તે પશ્ચિમ દેશ...બ
ગેરી છાયા અજબ ગરનારની રે, ભેટયા રામાનંદ સુખકંદ...બ.
દેઇ દીક્ષા પોતાનું પદ સ્થાપીયું રે ધર્યું નામ તે સહજાનંદ...બ.
કચ્છ ગુર્જર ધરાને પાવન કરી રે, આવી વસ્યા દુરગપુર આપ ..બ.
બ્રહ્માનંદ કહે જગ ઉપરે રે, વધ્યો દીન દીન અધિક પ્રતાપ...બ.

## પદ ૩ જું.

ત્યાંથી નિજ કુટુંબીને તેડાવીયાં રે
એ ભાઇ ભાઇનો પરિવાર વધી શોભા અધીક ધર્મવંશની રે
મોટા ભાઈ તે રામપ્રતાપજી રે છોટા ઇચ્છારામ ઉદાર...વ૦
મોટા બંધુના અવધ પ્રસાદજી રે બંધુ છોટાના રઘુવીર...વ૦
એને આચાર્ય કર્યા સત્યસંગના રે, જાણી ધર્મધુરંધર ધીર...વ૦
ધર્મવંશી હોય તે રહે ધર્મમાં રે પર ત્રીયા સુતા માત સમાન...વ૦
પરપુરૂપ બાઇને પીતા સરખા રે, હોય છોટો તો પુત્ર નીદાન ..વ૦
કરે પુરૂષ પ્રબોધ રૂડા પુરૂષને રે કરે ત્રીયા ત્રીયાને ઉપદેશ ..વ૦
એવી રીતી ઉદ્ધવ સંપ્રદાયની રે, કહે બ્રહ્માનંદ પાપ નહિં લેશ...વ૦

## પદ ૪ થું.

સાવરણી ગોત્ર શાખા કૌથમી રે
સરવરીયા બ્રાહ્મણ વેદ સામ રૂડી ઉધ્ધવ મતની કહું રીતડી રે
તેનાં રૂડાં પ્રવર વલી ત્રણ છે રે સર્વે ત્યાગી નમે નિષ્કામ...રૂડી.
નાય ધોવે પુજા લેઇ હાથમાં રે, પ્રેમે નમવું ગ્રહીને ગુરૂ પાય...રૂડી.
ઉપદેશ દીયે તે ઉરધારવો રે, જેથી જન્મમરણ દુઃખ જાય ..રૂડી.

માટી દારૂ ચોરીઅવેરી મુકવાં રે, એવા નીયમ ધરાવે સાક્ષાત ..રૂડી.
નહીં હીંસા વટલાવે વટલે નહીં રે, નહીં કરે પોતે પોતાની ઘાત...રૂડી.
જેવો હોય અધિકારી તેવો જોઇને રે, પછે સંભળાવે મંત્ર રાજ . રૂડી.
કહે બ્રહ્માનંદ એ મત અનુસરે રે, તેના સરે અલૌકિક કાજ...રૂડી.

## રાગ–લાવણી.

જગતમેં જીવના થોરા. પ્રભુ લે દેખી તન ગોરા
ખડા શીર કાલસા વેરી, કરેગા ખાખકી ઢેરી.
કરમકું સમજકે કરનાં. શિરે નિજ ભાર ના ભરનાં
કાગદ નિકસહી જબહી, કહિન હે બોલના તબહી.
નહિં ત્યાં કોઇ સગાં અપનાં, અગ્નિકી ઝાળમેં તપના
લેખાં જમરાજ જબ કરહી, કીયે કૃત્ય ભોગને પરહી.
બ્રહમાનંદ કહત હે તુમકું, ન દીજયો દોષ અબ હમકું
પુકારે પીટકે તાલી, જાયગા હાથ લે ખાલી.

## પદ ૨ જું.

સમજ બે મૂઢ મતીહીના, મનુષ્યતનું પાયા કયા કીના
ભજયા નહિં કૃષ્નકું કબહી, આયુષ તેરી વીત ગઇ સબહી
બાલાપન ખેલમેં વિત્યા. હરીકા ભજન નહીં કીતા
જુવાની સ્ત્રી સંગે ખોયા, બુઢાપન નિર્બલા હોયા.
પિતાઅરૂ માતસુત નારી માયાકી ફાંસી હે ભારી
ઘોડા અરૂબેલ રથ હાથી, નહી કોઈ અપના સાથી.
બ્રહ્માનંદ કહત સત્ય બાની, ચલી યહ જાત જીંદગાની
તાતે તું ચેત રે અંધા, જગતકી જાલમેં બંધા.

## પદ ૩ જું.

સાહેબકું ભુલકે બંદે તેં ગાફલ હો રહયા ગંદે
ખજીના પાપકા કીના, ધરમકા રાહ નહીં ચિના.
કેતા દિન કરેગા મોજો, ચડી હે કાલકી ફોજે
પકડકે લીયકે લીતા, જાયગા હાથ લે રીતા.
ઘરે રહે ધામ ધન ધરણી, ત્રિયા રહે આપકી પરણી
ઘરે રહે છોકરા છોરી લે જાવે ડાર ગલે દોરી.
બ્રહ્માનંદ કહતહે સાચી, તામેં તિલભાર નહિં કાચી
સબનકું છોડકે જાનાં જમનકા માર શિર ખાનાં.

## પદ ૪ થું.

અજ્ઞાની સમજ બીન સુતા. જમનકા ખાયગાં જુતા
તહાં શિર ધુની પસ્તાવે. ધની બીન કોન છોડાવે.
લીયા નહિં સંતકા ચરના, શિખ્યા એક ઉદરકા ભરના
રહયા પરનારીસેં રાજી, ગઇ સબ હાથસે બાજી.
માયા અતિ પાપસેં જોડી, મિલે નહિં સંગ એક કોડી
આંગે તો કઠિન હે રસ્તા, જાયગા હાથકું ઘસતા.
બ્રહ્માનંદ કહત હે ભાઇ, ભજો હરિ ચરન લે લાઇ
મીટે સબ જન્મકા ફંદા, કરેજો મહેર વ્રજચંદા.

## રાગ.

પ્રાણી લેને અક્ષરની કુંચી રે, તાળું નહીંતો કેમ તુટશે
જોને વાત પુરાણને પુછી રે, તાળું નહીં તો કેમ તુટશે
રાખ હરિ ભજનમાં રૂચિ રે, તાળું નહીં તો કેમ તુટશે

મોહ માયાના મેલને, વિષય વજ્રના કમાડ
પણ કામ ક્રોધની માંહી કળીજડી રે
કુંચી કૃષ્ણના નામની લગાડ રે, તાળું નહીં તો કેમ તુટશે.
તાળું દઇ તૃષ્ણા તણું, વાસનાનાં વળગાડયા શીલ
પણ તપનો લખી તું મારને રે કર અલબેલાને અપીલ રે...તા.

દોઢી દરવાજો દંભનો કીધો, મમતાના ઘાલીને માર
પણ પ્રપંચના પગથીયા રચ્યાં રે જીવ કરમાં લેતે જપમાળ રે...તા.

કુમતીની કડી જડી બારણે, આવ્યા અનર્થજી ઉમરાવ
પણ જપની જુબાની આપીને રે, લાવ્ય ઠેઠ ઠાકોરનો ઠેરાવ રે...તા.

અર્જ સુણી અક્ષર ધામથી, આવ્યા ભૂમિ પર ભગવાન
પછી તાળું ઉઘડયું ત્રણ લોકનું રે આપવા જીવને અભયદાન રે...તા.

સ્વામીનારાયણે સીલ તોડીયાં, ઉઘાડયો મોક્ષનો દ્વાર
સુગમ કરવું સત્સંગીને રે, જાવું અક્ષરધામ મોઝાર રે.. તા.

જાવું ધરણીથી ધામમાં, બાંધી કલ્યાણની સડક
પણ ભજન ભકિતના પ્રતાપથી રે જાવું ધામે થઇ નિધડક રે...તા.

માયા મિશ્રિત માનવી પામ્યા મોક્ષનું પદ
પણ દાસ હરિકે દઇ પાટવે રે, ઉતાર્યો માયાનો મદ રે.
તાળું નહિં તો કેમ તુટશે, પ્રાણી લેને અક્ષરની કુંચી રે...તા

## રાગ—ગરબી.

વાલા રમઝમ કરતા કાન મારે ઘેર આવો રે
મારા પુરા કરવા કોડ હસીને બોલાવો રે.

મારે તમસંગ લાગી પ્રીત, શ્યામ સોહાગી રે
મેં તો તમસંગ રમવા કાજ. લજ્યા ત્યાગી રે.
વાલા અબળા ઉપર મહેર, કરજો મોરારી રે
હું તો જનમો જનમની નાથ દાસી તમારી રે.
મારા પ્રાણ તણા આધાર પ્રીતમ પ્યારા રે
પળ રહોમાં નટવર નાવ, મુજથી ન્યારા રે.
આવો છોગાં મેલીને શ્યામ, ધડકમ ધારો રે
મેં તો ફુલડે સમારી સેજ, શ્યામ સુધારો રે.
વાલા નયણા તણું ફળ નાથ, મુજને આપો રે
મુકતાનંદ કહે મહારાજ, દુઃખડાં કાપો રે.

## પદ ૨ જું.

હું તો છું ઘણી નગણી નાર. તોય તમારી રે
તમે ગુણ સાગર ગોપાળ, દેવ મોરારી રે.
મુને કરી પોતાની કાન, દોષ મ જોયા રે
તમે ગુણ ગ્રાહક ગોપાળ મુજપર મોહ્યા રે.
તમે શ્યામ સુંદર સુખરૂપ, કુંજ વિહારી રે
મારે મંદિર આવો ભાવ તમપર વારી રે.
મુને કરી કૃતાર્થ કાન શ્યામ સોહાગી રે
મારે ભવની ભાવટ આજ, સર્વે ભાગી રે.
મારે અમૃત ઉઠયા મેહ થઇ અનુરાગી રે
મારી તમ સંગ ત્રિભુવન રાય લગની લાગી રે.
મારા પુણ્ય તણો નહીં પાર, તમ સંગ મળતાં રે
મુકતાનંદ કહે મહારાજ, અંતર ટળતાં રે.

## પદ ૩ જું.

મારૂં મનગમતું કરી માવ, સુખડું દીધું રે
મારૂં મંદીરીયું મહારાજ વૈકુંઠ કીધું રે
હવે રહો રસીયા દિન રાત કહો મને હેતું રે
મુને મળી ચિંતામણી શ્યામ, દુઃખ નહિં વેઠું રે.
મુને સર્વે સૈયરમાં શ્યામ, કીધી સમોતી રે
મારા હૈડા કેરી હામ, સરવે પોતી રે.
વાલા મુજ નગણી પર નાથ, અઢળક ઢળીયા રે
તમે એકાંતે અલબેલા આવીને મળીયા રે
મુને મુખથી દીધો તંબોળ હસીને બોલાવી રે
મારા મનની ઇચ્છા આજ, સઘળી આવી રે.
તમે રસીયાજી રસ રીત, શું સુખ આપ્યું રે
મુકતાનંદ કહે મહારાજ, દુઃખડું કાપ્યું.

## પદ ૪ થું.

મારા મંદીરીયામાં માવ, મોજું માણો રે
મને શું કરશે સંસાર, ધડક મ આણો રે.
હું તો તરણા તુલ સંસાર, સઘળો જાણું રે
વાલા એક તમારી બીક, ઉરમાં આણું રે.
તમે ભુપના છો ભુપ, મહાસુખકારી રે
વાલા તનમન ધન પરિવાર, તમ પર વારી રે.
તોય અધુર અમૃતથી નાથ, હું નવ ધરાવું રે
વાલા નિત્ય નૌતમ શણગાર, સજી સુખ આપ્યું રે.

તમે રસીયા રંગની રેલ, વાલમ વાળી રે
હું તો મગન થઇ મસ્તાન, સુખ હું ભાળી રે.
મુને આપ્યો અખંડ સુહાગ, કુંજવિહારી રે
મુકતાનંદ કયે મહારાજ, જાઉં બલીહારી રે.

## રાગ-ગરબી.

અરજ કરે છે અબળા તે ઉર ધારો રે વાલાજી
વાલપણું વાલામજીમા વીસારો રે વાલાજી
પડવે મારા પ્રાણ લઇને પધાર્યા રે વાલાજી
મને રડતી મેલી ન રહ્યા કોઇના વાર્યા મારા વાલાજી.
બીજે કયાં જઈ વસીયા રંગના રસીયા રે વાલાજી
ઉદે થયા આવીને ગોકુળ વશીયા મારા વાલાજી
ત્રીજે તમને જોવાને જીવન રે વાલાજી
આકુળવ્યાકુળ થાય છે મારૂં મન મારા વાલાજી.
ચોથે તમને ચારે દશે જોઉં રે વાલાજી
વિરહની મારી વ્યાકુળ થઇને રોઉં મારા વાલાજી
પાંચમે પધારો મારે ઘરે રે વાલાજી
અબળા ઉપર રાખો કોઇક મેર મારા વાલાજી.
છઠે આવો છેલા છોગલા મેલી રે વાલાજી
જોવા સારૂ તલખે સહુ સાહેલી મારા વાલાજી
સાતમે આવો તો શોભા કરીયે રે વાલાજી
હાર પેરાવી સુંદર છોગલા ધરીયે મારા વાલાજી.
આઠમે આવોને પ્રાણ આધાર રે વાલાજી
કાંઇ કરૂણા રાખો કેસરના અસવાર મારા વાલાજી
નોમે નવલા નેહ વધારો આવી રે વાલાજી
સુખ આપો શામળયાજી બોલાવી મારા વાલાજી.

દશમે દુઃખીયા કીધા સહુ નરનારીને રે વાલાજી
આ કયાંથી આવી પુતનાસમ હત્યારી મારા વાલાજી

એકાદશીનો ઉછવ આવ્યો આજ રે વાલાજી
આવો મુની મંડળને દર્શન દેવા કાજ મારા વાલાજી.

બારસે બહુ ભાતે કર્યાં મેં થાળ રે વાલાજી
તમે જમવા સારૂ આવો દીનદયાળ મારા વાલાજી

તેરસે તમ કાજે ઢોલીયો ઢાળી રે વાલાજી
વાટલડી જોઉં છું ચોક વાળી મારા વાલાજી.

ચઉદશે મને ચિંતા થાય છે ભારીરે વાલાજી
હરીનવ આવ્યા મને સેવા કેવી સારી મારા વાલાજી.

પુનમે પધારો પુરણ ચંદરે વાલાજી
વદન વીલોકી સહુ પામે આનંદ મારા વાલાજી.

મનના મનોરથ કરજો મારા પુરારે વાલાજી
નિજ જનના કારજ કરવા છો સુરા મારા વાલાજી.

તીથીઓ ગાઇને પ્રેમાનંદ એ માગે રે વાલાજી
રહો સહજાનંદનજી આંખડલીની આગે મારા વાલાજી.

## રાગ–સોહાણી.

ભલાવે સહજાનંદકો મેં ઉપાસી, ચરણ કમળકો નિવાસી . ભલાવે
માત પિતા બંધુ સહજાનંદ, સહજાનંદ સુખ રાશી ભલાવે

સહજાનંદ મનોહર મૂર્તિ, નવલ નાથ અવિનાશી ભલાવે
સહજાનંદ વિના કુણ મીટે, કઠણ કાળકી ફાંશી ભલાવે
સહજાનંદ મીલે બ્રમ્હાનંદ, કુણ ભમે વન કાશી...ભલાવે

## પદ બીજું.

ભલા સહજાનંદ શ્યાંમ હમારા, નહહન પળમેસે ન્યારા...ભલા.
સહજાનંદ વિના ભવ સિંધુ, કુણ ઉતારે પારા...ભલા.
સહજાનંદ ચરણ વિન મોકુ, સબ જગ લગત અસારા...ભલા
સહજાનંદ સદા **સ્વેસાશ્રથ**, અખિલ ભુવન આધારા ..ભલા.
સહજાનંદ મીલે બ્રહ્માનંદ, પ્રાણ નવલ પ્રિય પ્યારા ..ભલા.

## પદ ૩ જું

ભલા સહજાનંદ શ્યામ સુહાગી, યાતે મેં અનુરાગી ..ભલા.
સહજાનંદ ભજનસે મેરે, ભવ ભટકણ સબ ભાગી...ભલા.
સહજાનંદ શ્યામ સુંદરકી, અકળ વાત અનિ આગી...ભલા.
સહજાનંદ વિના ભવ ભટકણ, કુણ ગૃહી કુણા ત્યાગી...ભલા.
બ્રહ્માનંદ સહજાનંદ ચરણે, લગન મગન મોય લાગી...ભલા.

## પદ ૪ થું.

ભલા સહજાનંદકી બલિહારી, મોય લગત છબી પ્યારી...ભલા
પ્રિય મુખવેણ નેણ અતિ તીખે, અંબુજકી અનુસારી . ભલા.
સુખકો સદન મદન મન મોહિત વદન કમળ પરવારી...ભલા.

ભાલ વિશાળ માળ ગળે શોભિત, ચાલ જગતસેં ન્યારી ભલા.
બ્રહ્માનંદ વસે ઉર અંતર, સહજાનંદ સુખકારી ભલા.

## રાગ-ગરબી.

સજની શ્રીજી મુજને સાંભરિયારે, હૈડે હરખ રહ્યો ઉભરાય...સજની
નેણે આંસુની ધારા વહેરે, વિરહે મનડું વ્યાકુળ થાય...સજની
સુંદર મુરલી શ્રી મહારાજની રે, સુંદર અમૃત સરિખાં વેણ ..સજની
સુંદર કરતા લટકાં હાથના રે. સુંદર કમળ સરિખાં નેણ...સજની
શીક હું શોભા અંગોઅંગ તણા રે, નીરખી લાજે કોટીક કામ . સજની
હસતા હસતા હેત વધારતા રે, એવા સુખ નીધી શ્રી ઘનશામ સજની
સદા શ્વેતાંબર શ્રીજી ધારતા રે, અંબર જરકસીયા કોઇવાર...સજની
ગુચ્છ કલંગી તોરા ખોસતા રે. ગજરા બાજુ ગુલાબી હાર...સજની
એ છબી જોવા તલખે આંખડી રે, મધુરાં વચન સાંભળવા કાન...સજની
એ હરી મળવાને હૈડું તલપેરે પ્રેમાનંદના જીવન પ્રાણ...સજની

## પદ ૨ જું.

મનડું મુરતીમાં વળગી રહ્યું રે, ચિંતવન કરવા ચિત આતુર...મન
તરૂણ મનોહર મુરતી નાથની રે, રાજીવલોચન જોબન પુર...મન
સોળે ચિન્હ સહિત અતી શોભતી રે, સુંદર ચરણ કમળની જોડ ..મન
હળવી રહીને હે તે ચાંપતી રે, ક્યારે હવે પુરશે મનના કોડ ..મન
પીંડીઆનું નિત્યે નિરખતી રે, રૂડાસાથળ ચિન્હ સહિત...મન
શામ કટી જોઈ જાદવરાયની રે, નિતનિત નૌતમ ઉપજે પ્રીત...મન

ઉંડી નાભી કમળ સરીખડીરે, ત્રીવેણી નીરખી ઉદરમાંય ..મન
છાતી ઉપડતી અતિ ઓપતી રે, હવે કયારે ભુજગ્રહી બાથ ભરાય ..મન
મુખડી શોભા જોઈ મહારાજની રે લાજે પંકજ પુરણચંદ ..મન
નાશા નેણ ભ્રુંહ જોઇ ભાલને રે, જાય બલહારી પ્રેમાનંદ ..મન

## પદ ૩ જું.

સજની નીમખ ન વીસરે નાથજીરે, નિત્ય નવા તરૂણપણાના ખેલ ..સજ.
આ ઓસરીયે આવી બેસતા રે, આદોલીડે નટવર છેલ ..સજની
આ તકીયો તે વાંસે મેલતા રે, આ માળા ફેરવતા શામ...સજની
ગાતા ગોડીડાના સાથમાં રે ઘેરે સાદે પુરણ કામ...સજની
આ મોજડીયુંવાલો પેરતા રે આ છડી લેતા કર વરમાંય...સજની
આ પાદુકા પહેરી આવતા રે, મારે મંદીર મુનીના રાય...સજની
આ ફળીયામાં ઘોડી ફેરવતારે માણકી મનવાલી મહારાજ...સજની
સંતની સભા કરીને આંહી બેસતારે શ્રીહરી સુરનરમુની શીરતાજ.સજની
કીરતન મુનીવરને ગવરાવતારે, ભેળા ગાતા સહજાનંદ...સજની
એવા ધરમકુંવર હરી ઉપરે રે, તન મન વારી પ્રેમાનંદ...સજન

## પદ ૪ થું.

લટકાં લટકાળા ઘનશામના રે, ખટકે ઉંડા અંતરમાંય...લટકાં
પ્રીત કરી મુજને બોલાવતારે, તે સંભારી બહુ દુઃખ થાય...લટકાં
આ સજ્યા તે શ્રી મહારાજની રે આ બાજોઠે બેસતાં લાલ ..લટકાં
આ ઠેકાણે નાતા નટવરજી રે લુતાં અંગ કર લઈ રૂમાલ . લટકાં

આ ઠેકાણે જમવા બેસતા રે, જમતા વિધ વિધનાં પકવાન ..લટકાં
સુંદર શાક કરી વંતાક ના રે, જમીને દેતા પ્રસાદી કાન ..લટકાં
આ ખળખળીયે નાતા નાથજી રે નાહીને હરીજન મુની લૈ સાથ...લટકાં
આવતાં માણુક ચોકમાં મલપતા રે, પુરજન થાતાં જોઈ સનાથ...લટકાં
વાલો બેસતાં જઈ ફુલ બાગમાં રે, પેરતા ગજરા ગુલાબી હાર...લટકાં
જેમજેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદના પ્રાણ આધાર ..લટકાં

---

## રાગ-રેખતા.

આશકો દીયારી એ, માશુક મજાના ભુલી...આશકો

સુન સાંવરે સાહેબા, મોહોબત હમારી વે,
ખાવંદ ખુશી હોયે રખના, દિલમેં વિચારી વે. . માશુક

એક આશરા હે તેરા, કહું કયા પોકારીવે,
પરવર દિગાર દિલકી, તુમ જાનતા સારી વે...માશુક

સુરત લગી કદમોસેં, નટરંગી ટારી વે,
પ્રેમાનંદ કહે પ્યારે હમકું, લેનાં સંભારી વે...માશુક

## પદ ૨ જું.

દિખલા દિદાર પ્યારા, મેહબુબ હમારા...દિખતા

માશુક જરાજ દેના, ને નોકા નજારા,
ઈતનેમેં તો હોયગા, આશકુંદા ગુજારા...દિખલા

કુરબાન કિયા તેરે નામપર, ઘરબાર સંસારા,
ફકીરી લેકે ફીરતા હું, કરનેકું દિદારા...દિખલા

તકશીર માફ કરનાં સુન સરજન હારા
પ્રેમાનંદકું મુલાખાત દેનાં, નંદ દુલારા ..દિખલા

——(*)——

## રાગ–જંગલો

લોજની પાવ ઉપર અવતારી આવી બેઠા બટુક બ્રહ્મચારી...લોજ
નારી નગરની આ ઃ જળ ભરવા. તેણે નિરખ્યાં ત્યાં નવલવિહારી...લોજ
દુર્બળ દેહ દેખી દયા ઉપજી, નાથજી પ્રત્યે બોલી સહુ નારી...લોજ
બટુક તમે કયે દેશ વાસો છો, કોણ પિતા કોણ માત તમારી...લોજ.
કેમ તજ્યું ઘરબાર કહોજી. રીસથી કે વૈરાગ્યે વિચારી. લોજ
કોમળ કમળ સમાન તનુ છે, દેખી દયા ઉપજે ઉરભારી ...લોજ.
વિચર્યા હશો કેમ કરી મહાવનમાં. જેમાં વાઘ વરૂ ભયકારી....લોજ.
ભુખડીમાં કોણ સુખડી દેતું, વિમળ કોણ પાતું હશે વારી....લોજ.
ઝડીયો પડે વરસાદની જ્યારે, કોણ ધરતું હશે છત્ર સંભારી ...લોજ.
આ તનને ઘટે શાલ દુશાલા, તો તમે વલ્કલ લીધાં છે ધારી ...લોજ.
કાંચન ઝારી ઘટે જળ પીવા તે તમે કરમાં ધરી છે કટારી....લોજ.
જે શીર ઉપર મુગટ શોભે તે શીરપર જટા આપે વધારી....લોજ.
વાહન હાથી ઘોડા ઘટે છે, મોજડી પણ તમે મેલી વીસારી ...લોજ.
વર્ણીજી વાલા વિશેષ લાગો છો, જોઇ મુરતી હરે વૃત્તિ અમારી....લોજ.
બોલો બોલો બાળા બ્રહ્મચારી, આપ તણી છબી વિશ્વથી ન્યારી...લોજ.

સૂરજ છો કે સદાશિવ છો જી, કે અક્ષર પતિ આવ્યા મોરારી ...લોજ.
જે પિતુમાત થકી તમે પ્રગટયા, ધન્ય ધન્ય તે જગમાં જયકારી ..લોજ.
ચાલો બટુક તમે ભુવન અમારે, જુગતે રસોઇ જમાડીશું સારી...લોજ.
શોભા જોઇ તમારા શરીરની, કોટીક કામ તણી છબીહારી....લોજ.
શાળીગરામનો બટવો ગળામાં, કર જપમાળ ધરી અઘહારી....લોજ
વિશ્વ વિહારીલાલ અમારૂં, રક્ષણ કરજો સદા સુખકારી....લોજ.

## રાગ—સોળા.

મારે મોહોલે આવો, હસીને બોલાવોરે રંગભીના,
છેલા નંદજીના છોજી રાજ .... .....................૧

પાઘડલી પે આળી, બાંધી છે રૂપાળી રે લટકાળા,
મોતીડાવાળા છોજી રાજ ........ ................ . ૨

કાના ગિરધારી મુરતિ તારી રે મનમાની.
છેલ ગુમાની છોજી રાજ ..........................૩

બ્રહ્માનંદના પ્યારા, શોભો છો સારા રે,
કેસરીયા, રંગના ભરીયા છોજી રાજ ................ ૪

## પદ ૨ જું

નંદજીના લાલા લાગો છો વાલારે,
નવરંગી લેર તો રંગી છોજીરાજ......૧

નેણુનો નજારો, મુને અતિ પ્યારો રે,
અલબેલા છેલ છબીલા, છોજીરાજ......૨

કુંજના વિહારી મુરતી તારી રે,
હરી મોરી જીવન દોરી છોગીરાજ......૩

બ્રહ્માનંદ કહે છે મન મારૂં રહે છે રે,
વેણામેં મારા નેણામેં, છોગીરાજ......૪

પદ ૩ જું.

આંખ્યું અણીયાળી, માવા મરમાળીરે,
કાંઇ દીધું મન મારૂં લીધું છોગીરાજ... ..૧

મંદિર પધારો જનમ સુધારોરે,
છોગાં મેલી બળવંત એલી, છોગીરાજ.. ...૨

સુંદર શોહાગી લગની લાગીરે,
તમસંગે ભિને રંગે છોગી રાજ . .........૩

બ્રહ્માનંદ ગાવે મુરતિ શોહાવેરે,
રહો તાજા વ્રજના રાજા છોગીરાજ.. ......૪

પદ ૪ થું.

શોભે માથે તોરા આવોને ઓરારે,
ધિરે ગાતા રંગના રાતા છોગીરાજ......૧

કોટે પરવાળાં લાગે છે રૂપાળાંરે,
નેણું ઘેરી લાલજી લેહેરી છોગીરાજ......૨

સ્યામ સલુણાં નેણું મેં ટુણાંરે,
વ્રજદાણી હું લોભાણી છોગીરાજ......૩

બ્રહ્માનંદ વારૂ તનમન મારૂં રે,
તમ સાથે સદા મારે માથે છોગરાજ... ..૪



## રાગ-વેરાડી.

સખી કારત માસે કંથ, પિયુ ગયા પરહરી
સખી ઉપન્યું દુઃખ અત્યંત કંગાળ મુને કરી .....૧

સખી પિયુ ગયા પરદેશ, સંદેશો ન મેલીયો.
સખી હેડે દુઃખનો હમેશ, રેણાવર રેલીયો .....૨

સખી નયણે વહે છે નીર, ઉદાશી અંતરે
સખી શામળીયાનું શરીર, પડયું :પરતંતરે.....૩

સખી હવે સલુણા સાથ, ભાવે કયારે ભેટશું
સખી નિષ્કુળાનંદનો નાથ, મળે દુઃખ મેટશું..... ૪

### પદ ૨ જું.

સખી માગશરે મનમાંહી, શ્ચિત્તવણી શ્ચિત્તમાં
સખી દિલમા લાગ્યો દાહ, પ્રજળું હું પ્રિતમાં .....૧

સખી અંતર લાગી આગ વિયોગના વ્રેહની
સખી નથી ઉગરવા જાગ્ય, આજ આવી બની ..૨

સખી વણ માગ્યે વળી મોત, આજ મારે આવીયું
સખી મરશું દાઝે સોત કેને ન જાયે કયું.....૩

સખી હૈડું રહે કેમ હાથ, વિપત્ય કેટલી વેઠશું
સખી નિષ્કુળાનંદનો નાથ, મળે દુઃખ મેટશું...૪

## પદ ૩ જું.

સખી પોષે પિડાયે પંડ, દિલ દરદી થયું
સખી પિયુ દઇ ગયા દંડ, કો કેમ જાયે સયું...૧

સખી ભીતર માહી ભાલ, ઘાયલ કરી ગયા
સખી અમને આપી આ હાલ લાલ અળગા રહ્યા ..૨

સખી કુવામાં ઘાલી વ્રત વાલીડે વાઢીઓ
સખી આ જીવાડયાથી તરત, પ્રાણ ન કાઢીઓ ..૩

સખી પ્રિત્ય કરી અમ સાથ, પેચ રાખીં પેટશું
સખી નિષ્કુળાનંદનો નાથ, મળે દુઃખ મેટશું ...॥૪

## પદ ૪ થું.

સખી માહ માસે મહા દુઃખ ઉપન્યુ અંગમાં
સખી શ્યામ સું લેતાં સુખ, રમતાં જે રંગમાં...૧

સખી સંભારતાં એ સુખ. ફાટે મારી છાતડી
સખી કયારે બેસી સન્મુખ, કરશું જે વાતડી ..૨

સખી આણી આંખે અલબેલ. જોશું જે જીવનને
સખી છોગાળાવાળો છેલ, મળ્યે સુખ મનને . ૩

સખી મળશું ભરી જયારે બાથ, શોક સરવે મેટશું
સખી નિષ્કુળાનંદનો નાથ, મળે દુઃખ મેટશું ..૪

## પદ ૫ મું.

સખી ફાગણ માસનાં ફૂલ, દેખી દિલ ડોલીયું
સખી સયા કરૂં હવે સુલ, ન જાય બોલીયું...૧

સખી અંતરની વાતો આજ, કહેતાં આવે લાજડી
સખી મારી જાણે છે માહારાજ દિલની જે દાઝડી...૨

સખી નથીરે રેવાતું જો નેક, અમથી એક ઘડી
સખી વાલે ન કર્યો વિવેક, રોઈ ખોઇ આંખડી...૩

સખી ઘરઘર ગવાયે ગાથ વસંત વરતિ રહયા
સખી નિષ્કુળાનંદનો નાથ, હજી કેમ નાવીયા ..૪

## પદ ૬ ઠું.

સખી ચૈતરે ચિંતા થાય કહો કેમ કરીયે
સખી દિન ઉપર દિન જાય, ધિરજ કેમ ધરીએ ..૧

સખી પિયુ વિયોગે પળ જાય જુગ જેવડી
સખી દાઝીને ઉઠે છે દલ ઘણું ઘડી ઘડી ..૨

સખી ફુડકી ઉડું પડે ફાળ. પિયુ પરદેશડે
સખી અંતર ઉઠે છે ઝાળ, સુખ નહિં સંદેશડે...૩

સખી એવડલું અમ સાથ, કરીને કેમ ગયા
સખી નિષ્કુળાનંદનો નાથ, હજુ કેમ નાવીયા...૪

## પદ ૭ મું.

સખી વૈશાખ માસે વાટ, જોઇને આંખી થઇ
સખી અલબેલા વિના ઉચાટ, ઘાટ સમે નહીં...૧

સખી વાલે પ્રચંડે પવન, ઉદાસી આપવા
સખી વાલા વિયોગના દન કઠણ થયા કાપવા...૨

સખી આવ્યા ઉનાળાના દન, લાગી લુ ઝરવા
સખી વાલા વિના તપું તન, ઠામ નહીં ઠરવા ..૩

સખી આરે વેળા અમ સાથ, મોહન મન ભાવીયા
સખી નિષ્કુળાનંદનો નાથ, હજી કેમ નાવીયા...૪

## પદ ૮ મું.

સખી જેઠ માસે જો જરૂર, ન મળું હું નાથશું
સખી એમ ઉપજે છે ઉર. મરૂં મારા હાથશું...૧

સખી ચડી ઉંચે અવાસ, પંડ મેલું પડનું
સખી પ્રાણ જાય પિયુ પાસ, દેહ રહે નડતું...૨

સખી એમ આવે અતિ રોષ, કહો કેમ કરીયે
પણ વાલા ઉપર દઇ દોષ, એમ કેમ મરીયે...૩

સખી અમને કરી અનાથ, સાથે કેને રહયા
સખી નિષ્કુળાનંદનો નાથ, હજી કેમ નાવીયા...૪

## પદ ૯ મું.

સખી અષાડે આવીયો મેઘ, મોર લાગ્યા બોલવા
સુણી વહીના શબ્દનો વેગ, દિલ લાગ્યું ડોલવા...૧

સખી બપૈયા કરે બકોર, પિયુ પિયુ જપે
સખી સાંભળ તેનો શોર, કાળજું મારૂં કંપે...૨

સખી ગાજવીજ વરસાદ, આવ્યો અતિ ઉમંગી
સખી મળી મેઘલી રાત, નાવ્યો મારો સંગી...૩

સખી આવી બની મારે આજ, પિયુ નહીં સાથજી
સખી નિષ્કુળાનંદનો રાજ, નાવે કાંરે નાથજી ..૪

## પદ ૧૦ મું.

સખી શ્રાવણે સૌ વેલી વન, ત્રણ નિલાં થયાં
સખી અમે સુકાણાં તન, વાલા વિના રહ્યા...૧

સખી ન દીયે ચાલ્યાં પુર, સરોવર સૌ છલ્યાં
પણ જેનો પિયુ ગયો દુર, દુઃખ તેને બહુ મળ્યાં...૨

સખી શો કરીયે ઉપાય, ઔષધ એનું નહિ મળે
પિયુ ગયા લગાડી દાઝ, પંડ તેણે પરજળે...૩

સખી કરતાં ન સુઝે કાજ, ન રહ્યું હૈયું હાથજી
સખી નિષ્કુળાનંદનો રાજ, નાવે કાંરે નાથજી...૪

## પદ ૧૧ મું.

સખી ભાદરવે ભાંગ્યું બળ રહયાં રોઇ રોઇને
સખી વાલે ન મુકયો વળ, કહીએ શું કોઇને...૧
સખી વિલખી વિલખી વાલાકાજ, ઝુરીને ઝાંખી થઇ
જેમ નાવીયો મારો રાજ, તેમ પંડ પડયું નહિ...૨
સખી વજ્રથી થઇ વિશેષ. ફાટે નહીં છાતડી
સખી કઠણ કરમની રેખ. તે આજ આવી નડી...૩
સખી વલવલી આવીઆ વાજ, અમે અનાથજી
સખી નિષ્કુળા નંદનો રાજ નાવ્યા કેમ નાથજી...૫

## પદ ૧૨ મું.

સખી આસોએ આનંદ કંદ મલી જો વધામણી
તેણે આવીયો મારે આનંદ મનમાં ફુલી ઘણી ..૧
સખી તોરણ બંધાવું બાર. અજવાળું ઓરડા
મારે મંદીર પધાર્યા મોરાર ખોશી ફુલ તોરડા...૨
સખી લટકંતો આવીયો લાલ હોંશીલો હેતે હસી
એને નિરખીને થઇશું નિહાલ હૈડે રહી હુલસી ..૩
સખી સર્વે સર્યા મારા કાજ. ભેટ ભરી બાથજી
સખી નિષ્કુળાનંદનો રાજ મળ્યાં મુને નાથજી ૪

## ગણપતી સ્તોત્રમ.

વિઘ્નેશ વિઘ્નચય ખડંન નામધેય
શ્રી શંકરાત્મજ સુરાધિપ વન્ધપાદ
દુર્ગા મહાવ્રત ફલાખિલ મંગલાત્મન્
વિઘ્નં મમાપહર સિદ્ધિં વિનાયક ત્વમ્ ૧

સત્પદમ રાગ મણિ વર્ણ શરીર કાન્તિ:
શ્રી સિદ્ધિ બુદ્ધિ પરિચર્ચિત કુંકુમશ્રી:
દક્ષસ્તને વલયિતાતિ મનોજ્ઞ શુણ્ડો
વિઘ્નં ............................ ૨

પાશાંકુ શાંસ પરશુંશ્ચ દધચ્ચતુર્ભિ:
દોર્ભિશ્ચ શોણ કુસુમસ્ત્ર ગુમાંગ જાત:
સિન્દુર શોભિત લલાટ વિધુ પ્રકાશો
વિઘ્નં ......... ................... ૩

કાર્યેષુ વિઘ્ન ચયભીત વિરંચિ મુખ્યૈ:
સંપુજીત: સુરવરૈ રપિ મોદકાદ્યૈ:
સર્વેષુચ પ્રથમમેવ સુરેષુ પુજ્યો
વિઘ્નં ............................ ૪

શિઘ્રાંચન સ્ખલન સ્યું સુરવોર્ધ્વ કંઠ
સ્થુલોન્દુ રૂદ્ર ગણ હાસિત દેવ સંઘ:
શૂર્પ શ્રુતિશ્ચ પૃથુ વર્તુલ તુંગ તુન્દો
વિઘ્નં ............................ ૫

યજ્ઞોપવીત પદલંભિત નાગરાજો
માસાદિ પુણ્ય દદશી કૃત રૂક્ષરાજ
ભકતાભય પ્રદ દયાલય વિઘ્નરાજો
વિઘ્નં ............................ ૬

સદ્રત્ન સાર તતિ રાજિત સત્કિરીટ;
કૌસુમ્ભ ચારૂ વસન દ્વય ઉર્જિત શ્રી;

સર્વત્ર મંગલકર સ્મરણ પ્રતાપો
વિઘ્નં ........................... ૭

દેવાન્ત ક્રોધસુર ભીત સુરાર્તિ હર્તા
વિજ્ઞાન બોધન વરેણુ તમોપ હર્તા
આનન્દિત ત્રિભુવનેશ કુમારબન્ધો
વિઘ્નં ........................... ૮

## શ્રીહરિજી.

## હનુમાન-પ્રાર્થના.

દોહો—પવન તનય સંકટહરણ, મંગલ મુરતીરૂપ;
રામ લક્ષ્મણ સીતા સહિત, હૃદય બસો સુર ભૂપ.

## શ્રી હનુમાન સ્તોત્ર.

નીતિ પ્રવીણ નિગમાગમ શાસ્ત્ર બુધ્ધે,
રાજાધિરાજ રઘુનાયક મંત્રીવર્ય;
સિંદુર ચર્ચીત કલેવર નૈષ્ટિ કેંદ્ર,
શ્રી રામ દુત હનુમન્ હર સંકટં મે. ૧
સીતા નિમિત્તજ રઘુત્તમ ભુરિકષ્ટ,
પ્રોત્સારણૈકક સહાય હતાસ્ત્ર પૌષ,
નિર્દગ્ધ યાતુ પતિહાટક રાજધાની, શ્રી રામ૦

દુર્વાર્ય રાવણ વિસર્જીત શકિત ઘાત,
કંઠાં સ્તુ લક્ષ્મણ સુખાહત જીવવલ્લે,
દ્રોણાચલા નયન નંદિત રામપક્ષ, શ્રી રામ૦

રામા ગમોકિત તરિતારિત રિત બંધ્વયોગ,
દુખાબ્ધિ મગ્ન ભરતાર્પિત પારીબર્હ,
રામાંઘ્રિ પદ્મ મધૂપી ભવ દંત રાત્મન,  શ્રી રામ૦

વાતાત્મ કેસરી મહા કપીરાટ્ તદીપ,
ભાર્યાંજની પુરૂષતપઃ ફલ પુત્ર ભાવ,
તાક્ષ્યે પિમોચિત વપુર્બલ તીવ્ર વેગ,  શ્રી રામ૦

નાનાભિચારિકવી સૃષ્ટ સવીર કૃત્યા
વિદ્રાવણારૂણ સમીક્ષણ દુઃખ્તધર્ષ્ય,
રોહઘ્ન સત્સુત દવિત્તદ મંત્ર જાપ  શ્રી રામ૦

યન્નામ ધેય પદક શ્રુત્રિ માત્ર તો(ઽ)પિ
યે બ્રહ્મરાક્ષસ પિશાચ ગણ શ્રવલુતા:
તે મારિકાશ્ચ સભયં પયાંતિ સત્વં,  શ્રી રામ૦

ત્વં ભકત માનસ સમિચ્છિત પુર્તિ શકતો,
દીનસ્ય દુર્મદ સપત્ન ભયાર્તિ ભાજ:
ઇષ્ટં મમાપિ પરિપુરય પુણ કામ  શ્રી રામ૦

## ઇંદ્ર વજા છંદ.

નીતિ પ્રવીન સબે નિગમાગમ શાસ્ત્રમેં બુદ્ધિ રૂપ કે અપારા
શ્રી રઘુનાથકે મંત્રા અનુપમ હો તાહિતે રામકું પ્રાનસેં પ્યારા,
પ્રૌઢ શરિર સિંદુરસેં સહિત નૈષ્ટિકકે મધ્ય ઇંદ્ર ઉદારા,
શ્રી રઘુવીર કે દુત બહાબલ કષ્ટ હરો હનુમાન હમારા. ૧
જાનકી કારન શ્રી રઘુનાથકે, અંતરમેં ભયો કષ્ટ અનંતા,
તારન તાહી સહાયક એક, હને મનુજાદ મહાબળવંતા,

જારિ નિશાચર નાથકી લંક મહામુનિ સિદ્ધ પ્રશંસતસંતા,
શ્રી રઘુવીરકે દુત મહાબલ, સંકટ મોર હરો હનુમંતા ૨
રાવનકે દુત શકિત ચલાઇસો, આઇ લગી અતિશે દુઃખકારી
કંઠમેં પ્રાન રામાનુજકે હિત, લ્યાયે સંજીવની ઔષધી ભારી,
લ્યાયે ઉઠાઈ દ્રોણાચલ વેગસેં, રામકે પક્ષકી પીરશો ટારી,
શ્રી રઘુવીરકે દુત મહાબલ, પીર હરો હનુમાન હમારી. ૩
શ્રી રઘુનાથકે આગમકી સો, વધાઇ લે ભર્તકું વેગે સુનાઇ
રામ વીયોગ મહાદુઃખ સાગર, ડુબત ભર્તસેં મોજહુ પાઈ,
જાનકી નાથકે અંઘ્રિ સરોજમેં, ભ્રંગ જ્યું જાસ મતિ લપટાઈ,
શ્રી રઘુનાથકે દુત મહાબલ, સંકટમેં રહો મોર સહાઇ. ૪
વાયુ સરૂપજો કેસરી વાનર, માનની તાતસો અંજની નામા,
તાસ મહા તપ રૂપ ભયો સુત, વાયુ કુમાર અતિ અભિરામા,
વેગ ખગેશ સમાન વયુરૂહ, વજ્રકા અંગ અતિ બલ ધામા
શ્રી રઘુવીરકે દુત હરો સબ, સંકટ મોય કરો નિષ્કામા. ૫
બોત પ્રકારકી ડાકની શાકની, ભયરવ ભુત અતિ વિકરાળા,
કૃત્યારૂ વીર પીશાચ નિશાચર, જાહીકું દેખી ડરે તત્કાળા.
જાહીકા મંત્ર જપે સુત વિત્તદ, ટારત તાપરૂરોગ વિશાળા,
શ્રી રઘુવીરકે દુત સદા મમ કષ્ટ હરો હનુમંત કૃપાળા. ૬
જાહીકા નામ સુને તતક્ષાન, ભાગત હે બ્રહ્મ રાક્ષસ ઘોરા,
જાકે પ્રતાપસેં પ્રેત પીશાચરૂ, ભાગત ભુત કબંધ કઠોરા
જાકે પ્રતાપ ડરે સબ ડાકિની જોગીની જાદુ ભમે ચહુ ઓરા,
શ્રી રઘુવીરકે દુત મહાબલ, શ્રી હનુમંત હરો દુઃખ મોરા. ૭
આપકે ભકત અનન્ય હેતાહીકે, વાંછિત કામકે પુરન હારા,
દુર્બળ દીન રિપુ ભય વ્યાકુળ, તાહિકે હો તુમ ઇષ્ટ ઉદારા,

વાંછિત મોર સો દેહુ દયાનિધિ વંદત હું તોય વારહિંવારા
શ્રી રઘુવીરકે દુત મહાબલ, કષ્ટ હરો હનુમંત હમારા. ૮

હાક સુને જબકી તુમારી તબ રાક્ષસકી ત્રિય ગર્ભકું ત્યાગે,
જંત્ર રૂ મંત્રકે જાદ જાદુગર, નામ તુમાર સુની હરી ભાગે
તાહીતે સંકટ નાશ કરો કહે, મુકત સદા પ્રભુસો અનુરાગે
શ્રી રઘુવીરકે દુત મહાબલ, હે હનુમંત એહી વર માગે. ૯

---

યહ અષ્ટક જો પઢે તાસ સબ સંકટ નાસે
રામ દુત હનુમાન સદા દગ આગે ભાસે
વિધન હોત સબ નાશ મગન હો હરિગુન ગાવે
પાપ પુંજ સબ ટરત બહોરી ભયમેં નહિ આવે
ધન ધાન્ય પુત્ર સંપત્તિ બઢે કૃષ્ણ ચરન રતિ પાવહી
મુની મુકત કહે સો ભકતકે સંકટ નીકટ ન આવહી.

## આરતી.

જય કપિ બળવંતા, કપિ બળવંતા.
સુરનર મુનીજન વંદિત, કદરજ હનુમંતા. ૧
પ્રૌઢ પ્રતાપ પવન સુત, ત્રિભુવન જયકારી,
અસુર રિપુ મદ ગંજન, ભય સંકટ હારી. ૨
ભુત પીશાચ વિકટ ગ્રહ. પીડત નહિ જંપે
હનુમંત હાંક સુણીને, થર થર થર કંપે ૩
રઘુવીર સહાય ઉલંઘ્યો, સાગર અતિ ભારી,
સીતા શોધ લીયાયે, કપિ લંકા જારી. ૪
રામ ચરણ રતી દાયક, શરણાંગત ત્રાતા,
પ્રેમાનંદ કહે હનુમંત વાંછિત ફળ દાતા ૫

# શ્રી મંત્ર સ્તોત્ર.

નમસ્તે આંજને યાય, વાયુ પુત્રાય ધીમતે,
રામ દુતાય મહતે, સુગ્રીવ સચિવાયમ. ૧
નમો સ્તુતે મહાવીર, મહાબલ પરાક્રમ,
વૈરિ ભીષણ રૂપાય, રાવણ ત્રાસ દાયિને. ૨
નમો હ્રરાવતા રાય. શિલા વૃક્ષાયુધાયચ,
રક્ષ સૈન્ય વિમર્દાય નમો સ્તુભ્યં યશસ્વિને. ૩
નમો હનુમંતે તુભ્યં, લંકા નગર દાહિને,
દશ ગ્રીવ સુત હનાય સીતા શોક વિનાશિને. ૪
નમો સ્તુતે મહા યોગિન્, સદા સુધ્ધાંત રાત્મને,
સીતા રામાતિ હૃદયાય નમસ્તે ચિરજીવિને. ૫
નમ કપીન્દ્ર તે નિત્યં, સર્વ રોગ વિનાશીને,
ભુત પ્રેત પિશાચાદિ, ભય વિદ્રાવણાભિધ ૬
નમસ્તુભ્યં રામભદ્ર પુરૂપ્રેક્ષાય ભૂયસે,
નમોતિ સ્થુલ રૂપાય, સૂક્ષ્મ રૂપ ધરાયચ ૭
નમો ખીલ ભય હનાય, નિર્ભયાય મહાત્મને,
બાલાર્ક દ્યુતિ દેહાય, મુષ્ટી પ્રહરણાયચ. ૮
નમો લંકેશ્વરો દ્યાન, ભંગ વિત્રા સિતાસ્ત્રપ,
રામનામાનુ રકતાય, લક્ષ્મણ પ્રાણદાયતે. ૯
નમસ્તે વિશ્વ વંદ્યાય, વિજયાય વરીપસે,
ભકત સંકટ સંહત્રે, ધર્મનિષ્ઠાય જીષ્ણવે ૧૦
નમો નૈષ્ટિક વર્યાય વિજનારણ્ય વાશીને,
ભકત મિષ્ટ પ્રદાત્રેચ, પાંડવપ્રિય કારિણે. ૧૧

નમો ધર્માંરિનાશાય, વિમલાય ચભાસ્વતે,
નિત્યં રામાયણ કથા, શ્રવણોત્સુક ચેતસે ૧૨
નમો ધાર્મિક સેવ્યાય બ્રહ્મણ્યાય સુરાર્ચિત,
તુભ્યં બ્રહ્મ વ્રતશ્રેષ્ઠ સર્વ પાપા પહારિણે ૧૩
નમો દારિદ્રય દુઃખદન, મારૂ તે બંધ ખંડન,
સુખદાય શરણ્યાય નમસ્તે રૂપિ વૃત્તિયે. ૧૪
નમો વરદ તે નિત્યં, રામ ધ્યાનાદ્યનાકુલ,
સુખા રાધ્ય દુરારાધ્ય, નમસ્તે દિવ્ય રૂપિણે. ૧૫
નમો અર્કસુત હારાય તુભ્યંમામ ભયંકુરૂં,
દર્શનં દેહી સાક્ષતે નમસ્તે સર્વ દર્શિને ૧૬

---

## ૐ નમો હનુમંતે ભંજનાય સુખંકૂરૂરૂ સ્વાહા.

---

## "મારૂતિ સ્તોત્રમ."

ૐ નમો ભગવતે વિચિત્ર વીર હનુમતે પ્રલયકાલાનલ પ્રભા પ્રજ્વલનાય। પ્રતાપવજ્ર,દેહાય। અંજની ગર્ભ સંભૂતાય। પ્રકટ વિક્રમવીર દૈત્ય દાનવ યક્ષ રક્ષો ગણ ગ્રહબંધનાય। શાકિની ડાકિની ગ્રહબંધનાય। કાકિની કામિની ગ્રહબંધનાય। બ્રહ્મ ગ્રહબંધનાય। બ્રહ્મરાક્ષસ ગ્રહબંધનાય। ચોર ગ્રહબંધનાય। મારી ગ્રહ બંધનાય। એહિ એહિ। આગચ્છ આગચ્છ। અવિશય અવિશય। મમ હૃદયે પ્રવેશય પ્રવેશય। સ્ફુર સ્ફુર। પ્રસ્ફુર પ્રસ્ફુર। સત્યં કથય।

વ્યાઘ્રમુખ બંધન । સર્પ મુખ બંધન । રાજમુખ બંધન । નારીમુખ બંધન । સભામુખ બંધન । શત્રુમુખ બંધન । સર્વમુખ બંધન । લંકા પ્રાસાદ ભંજન । અમુકંમે વશમાનય । કલીં કલીં કલીં હ્રીં શ્રીં શ્રીં રાજનં વશમાનય । શ્રીં હ્રીં કલીં સ્ત્રિય આકર્ષય આકર્ષય । શત્રૂન્મર્દય મર્દય । મારય મારય । ચૂર્ણય ચુર્ણય । ખેખે શ્રી રામચંદ્ર ગ્નયા મમ કાર્યસિદ્ધં કુરૂ કુરૂ ૐ હ્રાં હ્રીં હ્રું હ્રૈં હ્રૌં હ્રઃ ફટ્ સ્વાહા । વિચિત્ર વીર હનુમન્ મમ સર્વ શત્રૂન્ ભસ્મં કુરૂ કુરૂ । હન્ હન્ હુંફંટ્ સ્વાહા । એકાદશ શતવારં જપિત્વા સર્વ શત્રૂન્વશ માનયતિ નાન્યથ । ઈતિ ।।

## પ્રાર્થના.

મારૂતિ પ્રાણેશ એક પતિ ત્હું, મુજ દેવ દેવેશ ત્હું,
ભકતોની ભીડ ભાંગનાર પ્રભુ ત્હું, શ્રી રામ હસ્તેક ત્હું. ૧

વાયુ અંજની પુત્ર રામદૂત ત્હું, રૂદ્રાવતારીય ત્હું,
સુગ્રીવને નીજ બંધુ કોપ સમયે, સાહાય દેનાર ત્હું. ૨

સીતા શોધ લીયાવનાર કપિ ત્હું, ઉદ્ધીય ઓલંઘનાર ત્હું,
દ્રોણાચલસમ પર્વતો ઉખેડી, લક્ષ્મણ પાલનહાર ત્હું. ૩

લંકેશ બળવાન પમાડી ભયને પહોંચ્યો પાતાલેય ત્હું,
ઐ-મૈ-મારી દેવી રૂપ ધરીને, પ્રભુબંધુ લાવ્યોય ત્હું. ૪

મોટા દાનવ દૈત્યને પળ મહીં, સંહારનારોય ત્હું,
ત્હારી શકિત દીસે અપાર જગમાં વર્ણન પ્રભુ ! શું કહું. ૫

કીધાં કાર્ય અપાર રામ પ્રભુના, ના રાખી કાંઇ મણા,
દાસત્વ સ્વીકારીને અજબ ત્હેં. પ્રાક્રમ કીધાં ઘણાં. ૬

ત્હું સાક્ષાત્ અમર રહી જગતમાં નિજ ભકતભીડો ભાંગતો
ત્હારો પ્રૌઢ પ્રતાપ, દુષ્ટ નીરખી, ત્રાત્રાહી પોકારતો. ૭

ત્હારાથી બળીયો જડે ન જગમાં જોડીય ત્હારી મલે ના
ત્હારાસમ દાસત્વને બ્રહ્દ્માં કો જગતમાં જન્મ્યોય ના ૮

"દલીચંદ મોતીચંદ કૃત"

---

હનુમંત મહા બળંત હરો દુઃખ મ્હારૂં
જય સારંગપુરના શ્યામ સદા સંભારૂં. ટેક.

ગુણનિધિ ગોપાળાનંદજી સદ્‌ગુરૂ સ્વામી...(૨)
પધરાવ્યા તમને પ્રીતથી મહા નિષ્કામી
તવચારૂ ચરિત્ર પવિત્ર ધ્યાનમાં ધારૂં. જય.

છોજી કષ્ટ હરણ સુખકરણ કપીશ્વર બંકા...(૨)
તવ હાક સુણી હનુમાન શત્રુ ધરે શંકા
કર જોડી વિનંતિ આપ તણી ઉચ્ચારૂં. જય.

થઇ રામ સહાયક સીતાની શુધ્ય લીધી...(૨)
બળવંત તમે લંકાને બાળી દીધી
લાવ્યા સંજીવની ઔષધિ લક્ષ્મણ સારૂં જય.

સૌ ભુતપ્રેત ભુતડીયો ભડકી ભાગે...(૨)
વિક્રાળ મહા વૈતાલ આવે નહિ આગે
હોય જબરૂં જો કદિ જોડ જરૂર જનારૂં. જય.

નવખંડ પ્રચંડ પ્રતાપ રહયો છે ગાજી...(૨)
નરનારી નીરખી થાય હૃદયમાં રાજી
આવે દેશ વિદેશથી દર્શન લોક હજારૂં જય.

છોજી વિશ્વવીહારી લાલને પુરણુ પ્યારા
મહા પ્રૌઢ પ્રાક્રમી પેખ્યા પવન કુમારા
છે ઠીક ઠરવાનુ ઠામ આ શરણુ તમારૂં. જય.

---

## ત્રીભંગી છંદ.

જય જય કપી બળવંતા, તૈલ ધરંતા, સીંદુરવંતા, શોભંતા,
મન વેગ ચલંતા, ગદા ધરંતા દૈત્ય દમંતા. મદવંતા,
નીર્મળ મનવંતા, નીતરહંતા, સુરવીર સંતા, જસવંતા,
જય જય કપી બળવંતા. હરદુઃખ ચીંતા, કર સુખવંતા. સબજંતા.
જય જય કપી બળવંતા.

રીપુ રોગ હણુંતા, કષ્ટ ખડંતા, રીષ્ટ નોડતા, રાજંતા.
વ્યાકુળ મન ચીંતા, રીપુ ભયવંતા. દુર્બળ કહંતા, દીનજંતા,
તમને સમરંતા, કષ્ટ તરંતા, થઇ સુખવંતા, વિચરતા
જય જય કપી બળવંતા.

સામર્થ્ય અદ્‌ભુતા, વિઘ્ન હરંતા, રઘુપતી દુતા, અબધુતા,
અંજની મરૂતા કેશરી પુતા, વાનરજુથા મજબુતા,
શાકીની સબ ભુતા, ડાકણી જુથા, તવથી ડરૂતા, ભાગંતા
જય જય કપી બળવંતા.

બ્રહ્મરાક્ષસ જેતા, પીશાચ પ્રેતા, કુમતી વેતા જર જેતા,
જાદુગર જેતા, જંતર વેતા નામ સુણી જહાં, દુર રેતા
નીગમાગમ વેતા ઉર્ધ્વ રેતા, છો બ્રહ્મવેત્તા. સુધસંતા.
જય જય કપી બળવંતા.

સીતા સુધ સારી, લેવા ધારી, ટેક એક મારી, ઉદ્ધી ભારી,
ટપીયા તે વારી, લંકાની નારી, તમે પ્રહારી, ગઇ હારી,
સુણી હાક તમારી, સુર રીપુ નારી ગર્ભ નીકારી, જાવંત.
જય જય કપી બળવંતા.

નૈષ્ટિક વૃત ધારી, મુરતી તમારી, જોબન ધારી બહુ સારી,
લાગે અતિ પ્યારી, સીયા સાટ નીહારી લંકા નારી, બહુ સારી,
પણ મન અવિકારી, એ ખુબી તારી. છે અતિ ભારી, કુળવંતા.
જય જય કપી બળવંતા.

લંકાપતીવાળી વાડી રૂપાળી, ત્યાં છે ભાળી, દુઃખવાળી,
બેઠા તરૂ ડાળી. ચલગત ભાળી, ઓળખી વાળી, શીર દાળી.
આપી પ્રભુવાળી, પીકંટાળી, કરી સુખાળી, સતી સંતા.
જય જય કપી બળવંતા.

અસુરો હરવાળી વીભીક્ષણ ટાળી, લંકા બાળી, કરી કાળી
તે રાવણ થઇ, ઉરજોળી, ન શકયો ખાળી ભાળી દૈતાળી,
આવ્યા જસ વાળી. ભરી એક ફાળી. રઘુમાળી રાજંતા.
જય જય કપી બળવંતા.

રાવન સુત ભારી, શકિત ધારી, લક્ષ્મન મારી.
થઈ મૂર્છા ભારી, આપ નીહારી સજીવનકારી, જડી સારી,

લાવ્યા નગ ધારી પીડા ટારી, જય ઉચ્ચારી હરખંતા.
જય જય કપી બળવંતા.

સારંગપુર વાસી, રામ ઉપાસી, કષ્ટ વિનાશી સુખરાશી,
શ્રીહરી રસપ્યાસી, અવર ઉદાસી, કીર્તી ઉજાશી છે ખાશી,
નવ ચરન ઉપાસી, જનમન આશી રીતે ખાશી પુરંતા.
જય જય કપી બળવંતા.

જેવી મતી મારી, તેવી તમારી, સ્તુતિ ઉચારી સુખકારી
તે લેજો દીલ ધારી, દયા વધારી, દલ ઉદારી બ્રહ્મચારી,
રીપુ રોગ વિદારી નાખો મારી, જાઉં બલીહારી બળવંતા.
જય જય કપી બળવંતા.

શુભ છંદ રચ્યો મેં, ત્રીભંગી નામે. કરૂણાકામે બહુ દીસે,
સુંણશે અભિરામે, તે સુખ પામે કષ્ટ વિરામે જશ જામે,
વાંછિત ફળ પામે, હરશે હામે, ભુત ભય વામે, કપીકંથા.
જય જય કપી બળવંતા.

રાગ.

સરસ્વતી માતને વિનવું, ગણપતી લાગું પાય રે
લખ્યા તે કાગળ મોકલ્યા, હનુમાન વહેલા આવજો.
વીર શનીવારે કરૂં સ્થાપના, મંગળવારે કરૂં ધૂપ રે
કર જોડી કરૂં વિનતિ, તમને નમે છે મોટા ભૂપ રે.
અંગુઠી દેખીને પાય લાગ્યા નેણે આંસુડા કેરી ધાર રે
હનુમાન આંસુ લુંછતાં, ભીંજે સતીના ચીર રે.
માતા કાં રૂઓ કાં રૂદન કરો, ધારણ રાખો ધીર રે
બળીયા તે યોદ્ધા આવશે, ભેળા આવશે લક્ષ્મણ વીર રે.

વીરા કઇ તે દેશથી આવીયા, કોણ તમારૂં ગામ રે
કોના તે મોકલ્યા આવીયા, શું છે તમારૂં નામ રે.
માતા ઉતરખંડથી આવીયો, અયોધ્યા નગરીગામ રે
રાજા રામચંદ્રજીના મોકલ્યા, હનુમંત મારૂં નામ રે
વીરા સાત સમુદ્ર જળે ભર્યા, પાણીના અપરંપાર રે
તેરે ઉલંઘી કેમ આવીયા, માંહી દૈત્ય છે વિકરાળ રે.
માતા સાત સમુદ્ર ચુસી લઉં, પાણીનો બાંધુ ટોપ રે
હુકમ નમળે મારા નાથનો, નીકર તોડું લંકાનો કોટ રે.
ગાય શીખે સુણે સાંભળે ધરે નિરંતર ધ્યાન રે
રાજા રામચંદ્રજીની મુદ્રીકા, ગાયે છે ઇશ્વરદાસ રે.

——(*)——

# શ્લોક સંગ્રહ.

[:o:]

આદૌ પ્રેમવતીવૃષાંગ જનનં સન્નૈકતીર્થાટનં
દુષ્કર્મોપશમંચ સાધુ શરણં સદ્ધર્મ સંસ્થાપનમ
હિંસા વર્જિંત ભૂરિયજ્ઞકરણં મૂર્ત્તિ પરિષ્ટાપનં
આર્ય સ્થાપન મક્ષરાખ્ય ગમનં સત્સંગિ સજ્જીવનમ ।।

---

આદૌ રામ તપોવનાભિ ગમનં હત્વા મૃગં કાંચનં
વૈદેહી હરણં જટાયુ મરણં સુગ્રીવ સંભાષણમ્
વાલિ નિગ્રહણં સમુદ્ર તરણં લંકાપુરી દાહનં
પશ્ચાદ્ રાવણ કુંભકર્ણ હનનં ચૈત દ્ધિરામાયંણમ ।।

---

આદૌ દેવકી જાન્ત્યગર્ભજનનં ગોપી ગૃહે વર્દ્ધનં
માયા પૂતન જીવ તાપ હનનં ગોવર્દ્ધનોદ્ધારણમ્
કંસચ્છેદન કૌરવા દિહનનં કુન્તી સુતા પાલનમં
એતદ્ ભાગવંત પુરાણ કથિતં શ્રી કૃષ્ણલીલામૃતમ્ ॥

---

આદૌ પાંડવ ધાર્ત્ત રાષ્ટ્ર જનનં લાક્ષાગૃહે દાહનં
દ્યુત સ્ત્રી હરણં વનં વિતરણં મત્સ્યાલયે વર્દ્ધનમ્
લીલાગો ગ્રહણં સમુદ્ર તરણં સંધિ ક્રિયાજ્જંમ્ભણં
પશ્ચાદ્ ભીષ્મ સુયોધનાદિ મરણં ચૈતન્ મહાભારતમ્ ॥

---

વેદાનુદ્ધરતે જગન્નિવહતે ભૂગોલ મુદ્ બિભ્રતે
દૈત્યં દારયતે બલિંચ્છ લયતે ક્ષત્રક્ષયં કુર્વતે
પૌલસ્ત્યં જયતે હલં કલયતે કારૂણ્ય માતન્વતે
મ્લેચ્છાન્મૂર્છયતે દશાકૃતિધૃતે કૃષ્ણાય તુભ્યંનમ : ॥

---

શ્રી ધામિ : પુરૂષોત્તમો ગુણનિધિર્યો બ્રહ્મ ધામેશ્વરો
મુકતૈ : જુષ્ટ પદામ્બુજો વરતરૈ શ્વર્યૈ રૂપેત : પ્રભુ :
અંતર્યામ્ય ખિલાત્મનાં ભવ હર : સર્વેશ્વરાધીશ્વર
તં ધ્યાયાકય વતારિણં મુનિપતિં શ્રી સ્વામીનારાયણમ્ ॥

---

શ્રી મદ્ધર્મધુરંધરં સુખકરં કારૂણ્ય પાથો નિધિં
સન્નાથં નિગમાન્તગીત યશસંપાથોદ નીલ પ્રભમ્
ધર્મ સ્વીકૃત ભૂતલં સ્વમહસા ધર્માત્મજં સ્વામિનં
સ્વધામ્નઃ પતિમક્ષરસ્ય **સહજાનન્દનં** હરિં તં ભજે ॥

---

શ્રી કૃષ્ણાય નમો હરાયે શ્રી નીલકંઠાયતે
શ્રી નારાયણ નામ ધેય ધૃતયે ધર્માત્મ જાયાત્મને
સદ્ધર્માવન સંભવાય હરિયુક્ કૃષ્ણાભિધાયા નિશં
ષણ્નામાવલિ સંયુતાય **સહજાનન્દાય** વન્દામહે ॥

---

શ્રી મચ્છારદ પૂર્ણચંદ્ર વિલસત્ સ્મેરાનનં શ્રીહરિં
તુંગે પીઠવરે સ્થિતં પરિવૃત્તં સદ્ભક્ત વૃન્દૈર્યથા
તારા ભિર્વિધુ મર્ચ્યં માનમુરૂધા તૈશ્ચન્દનૈઃ । કૌસુમૈઃ
હારૈઃ શેખર પંકિતભિશ્ચ હૃદયે શુકલાંબરં ચિન્તયે ॥

---

શ્રી કૃષ્ણં પુરૂષોત્તમં વૃષ સુતં વર્ણીન્દ્રમીશેશ્વરં
તુંગે પીઠવરે સ્થિતં સુખકરં સદ્ભક્ત વૃંદાર્ચિતમ્
કારૂણ્યામૃત સાગરં મુનીવરૈઃ સંસેવિતાં ઘ્રિદ્વયં
સ્મેરાસ્યં સિત સૂક્ષ્મ વાસસમહં ધ્યાયામિ ધર્મપ્રિયમ્ ॥

---

ત્વં સાક્ષાત્પુરૂષોત્તમો સિપરમં બ્રહ્મા ક્ષરાત્મક્ષર :
શ્રી કૃષ્ણો હરિકૃષ્ણ આદિ પુરૂષો ધર્માત્મજ શ્રીહરે
હે નારાયણ વાસુદેવ પરમાનંદ પ્રભો સત્પતે
માયાધીશ વૃહત્પુરસ્થ નૃતનો શ્રી સ્વામીનારાયણ : ॥

---

ય : સાક્ષાદ્ભગવાન્ ક્ષરાક્ષરપર : કૃષ્ણસ એવ સ્વયં
ભકતો ધમંત આસ ભૂરિકૃપયા શ્રી સ્વામિનારાયણ :
માનુષ્યં ભુવિનાટયન્ નિજ જનાચાર્યં ત્વધર્મો સ્થિત :
કૃષ્ણ ચાહ પરોક્ષવન્તુ તતોન્ય : સોસ્તિયત્સ સ્વયમ્ ॥

---

સર્વાવિર્ભાવ હેતુ : પરમ ખનિલયો યોવતીર્યેહ લોકે
સંસાર વ્યાલદંસ પ્રસર દુરૂવિષોદ પ્રવેગા વહતૃં
ધર્માત્મ જ્ઞાન ભકિત પ્રકટ પરતર સ્વસ્વરૂપોપદેશં
પ્રાદાદ્વાકયામૃતં સ્વંસ જયતિ ભગવાન્ સ્વામિનારાયણોયમ્ ॥

---

શ્રી જાુષ્ટેક્ષર ધામ્નિ શર્મ નિચયે માયાપરે રાજતે
યો દિવ્યાવય વોક્ષરાત્પરતર : સર્વાતિરિકતા કૃતિ :
સર્વેશોક્ષર મુકત જાુષ્ટ ચરણ : સૌન્દર્ય પાર્થાનિધિં
વંદે મત્પીતરં સદૈવ **સહજાન**ંદં હરિં તંમુદા ॥

---

સ્વીયે ધામ્નિ સદા ક્ષરે પરતરે સંસેવિતાંઘ્રીદ્વયો
ભતતૈર્બ્રહ્મ શરીરિ ભિર્ય ઉરૂધા વેદાંત વેદ્ય : પ્રભુ :
નૈકાંડોદ્ભવ પાલના દકર પુંમાયા નિયંતા સ્વરાટ્
કારૂણ્યાંબુ નિધિર્નમામિ તમહં શ્રી સ્વામિનારાયણમ્ ॥

---

યં બ્રહ્મા વરૂણેન્દ્ર વરૂદ્રમરૂત: સ્તુન્વ ન્તિ દિવ્યૈસ્તવૈ :
વેદૈ: સાંગ પદક્રમોપનિષદૈ: ગાયન્તિયં સામગા ;
ધ્યાનાવસ્થિત તદ્દગતેન મનસા પશ્યન્તિયં યોગિનો :
યસ્યાન્તં ન વિદુ : સુરાસુર ગણા : દેવાયતસ્મૈનમ: ॥

---

સ્નાતં ચન્દન ચર્ચિતં નિર્જનૈ : પુષ્પસ્ત્રનીલં કૃતં
પ્રાત : સુર્ય મયુખ સેવિત મુખં શ્રી ચન્દ્ર શાલોપરિ
ધૃત્વા રોટક મેક પાણિ તલકે ભત્વાન્ય હસ્તેનતં
ભુંજાનં પ્રતિલોકય સેવક ગણાન્ વન્દે સદા સ્વામિનમ્ ॥

---

શ્રીપું સૈર્જયતલ્પ પત્તન બહિર્વાટીવટે વેષ્ટિતે
દોલે તુલ પટોપ બર્હણ પરૈર્જુષ્ટે ચલન્મૂર્તયે
હસ્તે કોમલ કર્કટી ફલયુગં ધૃત્વા વિલોકય સ્વકાન્
દન્તૈશ્ચર્વણ ચાતુરીં વિધ્ધતે તસ્મૈનમ : સ્વામિને ॥

---

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમૂ
યત્કૃપા તમહં વંદે પરમાનંદં માધવમ્ ॥

---

યસ્ય સ્મરણ માત્રેણ જન્મ સંસાર બંધનાત્
વિમુચ્યતે નમસ્તસ્મૈ વિષ્ણુવે પ્રભ વિષ્ણુવે ॥

---

યઇ શોપિ સ્વેચ્છા ધૃતનૃત નુરાનંદ નિલય :
કૃપાસિંધુર્બન્ધુર્ભવ જલ નિધૌ દુ:ખિત નૃણામ્

સકામૈ નિષ્કામૈરપિ સુરનરૈ : સેવ્ય ચરણં
નમામ્યાત્માત્માનં તમ હમિહ નારાયણ મુનિમ્ ॥

———

સ્વભકત વૃંદશાલિનં મણીન્દ્ર માલ્ય માલિનં
વિમુકત સંઘ શાલિનં સ્વશકિત યુકત લાલિનમ્
ક્ષમા દયા દિમાલિનં વિનાશિતાઘ જાલિનં
ભવંત માકિર્ત કદનં ભજામિ ધર્મનંદનમ્ ॥

———

અધર્મ હેતુ ભેદનં પ્રકાશિતાત્મ વેદનં
સુરૈ : કૃતાભિવન્દનં નિરીશ માર્ગ નિન્દનમ્
નિજાન્ત રારિતર્દનં નમામિ માન મર્દનં
લલાટ પિત ચન્દનં હરિપ્રસાદ નન્દનંમ્ ॥

———

ભગવન્ જગત :પતે વિભો સહજાનંદ ગિરામગોચર !
ક્ષરતો ક્ષરતઃપર ! પ્રભો ! પુરૂષાય પ્રકટાયતે નમ :
ધર્મપ્રિયં ધર્મભુવં ધર્મસ્થં ધર્મ પોષકં
ધર્મારિ ધ્વાન્તતરણિં શ્રી કૃષ્ણં પ્રણમામ્યહમ્ ॥

———

ધર્મસ્ત્યાજ્યોન કૈશ્ચિત્સ્વ નિગમ વિહિતો વાસુદેવેચ ભકિત :
દિવ્યાકારે વિધેયા સિત ઘન મહસિ બ્રહ્મણૈકયં નિજસ્ય
નિશ્ચિત્યૈવાન્ય વસ્તુ ન્યુણમપિ ચરિતં સંપરિત્યજ્ય સંતસ
તન્મહાત્મ્યાય સેવ્યા ઇતિ વદતિનિજાન્ ધામિકો નીલકંઠ : ॥

———

દષ્ટાસ્પૃષ્ટાનતાવા કૃત પરિચરણા ભોજિતા : પુજિતા વા
સદ્યઃપુંસા મઘૌઘં બહુજનિ જનિતંઘ્નન્તિ યેવૈસમૂલમ્
પ્રોકતા : કૃષ્ણે નયેવા નિજ હૃદય સમાયત્પદે તીર્થં જાતં
તેષાં માત પ્રસંગાત્ કિમિહ નનુસતાં દુર્લભં સ્યાન્મુમેક્ષો : ॥

---

વ્યાચખ્યૌ વ્યાસ સૂત્રં વ્યતનુત ભગવત્સ્વામિનારાયણસ્ય
સ્તોત્રં છન્દોમયંયો હ્યકુરુત ભગવ દ્વાકસુધા સંગ્રહંચ ।
આત્મજ્ઞાનાદિ પુર્ણં ગુરૂરિતિ ભગવાન્ મન્યતેયં મુનીન્દ્રં
તં મુકતાનંદ મીડે શમદમ નિલયં સાધુ ગોષ્ટી ગરિષ્ટમ્ ॥

---

પ્રાભુદ્વાર્તા પ્રવાહો મિત હરિયશસાં પાપતાપ પ્રણાશો
દિવ્યાનાં યન્મુખેંદ્વો ગ્વિતુહિમગિરે: પુર્ણં ગંગા પ્રવાહ :
તંનિર્વેદાતિ તુચ્છિ કૃત સકલ મહા લોક ભોગં પવિત્રં
મુકતાનંદાભિધાનં મુનિમનુ દિવસં નૌમિ સદગ્રંગુખ્યમ્ ॥

---

યોગાભ્યાસં નિતાંતં કલિત સુનિગમાદિ શ્રુતાર્થં કૃતાર્થં
પ્રાત્યૈ શ્રી ધર્મસુતોવિંદ ધતનિમશં સ્વામિનારાયણસ્ય
ગોપાલાનંદ સંજ્ઞં મુનીવર મનઘં રક્ષિતૈકાંત ધર્મં
વંદે નિત્યં શરણ્યં પ્રતિહત જનતા જ્ઞાનસંજ્ઞાંધ કારમ્ ॥

---

યો સાવષ્ટાંગ યોગેજનિસમસમયં પુર્વસંસ્કાર ભૂમ્ના ।
સિદ્ધિં પ્રાપ્તો ભવાબ્ધિં પ્રભવતિમનુ જોયસ્યતતું પ્રસાદાત્

યસ્યાત્યન્ત પ્રસિધ્ધં ભજતિહિ સહજાનંદ પાદારવિન્દં
ગોપાલાનંદ નામા સજયતુ સતતં યોગિવર્યાગ્રગણ્ય: ॥

—— ——

યચ્ચ્ક્રે નિત્યં ક્રથાંય : પ્રગટ ભગવત : સન્નિધાને મનોજ્ઞાં
યસ્મૈપ્રાદાત્પ્રસન્નો નિજધૃત વસનાદીન્ય સૌપુર્ણકામ :
જેતાય : પણ્ડિતાનાં જગતિ વિવિદતાં દેવતાચાર્યવકતા
નિત્યાનંદં મુનીન્દ્રં તમનુ દિનમહં નૌમિ ભકિત પ્રધામમ્ ॥

————

કાર્યેલેખા દિકેયોભવતિ ભગવતો હસ્તતુલ્ય : સદાય :
છાયે વાહનિંશંચ શ્રયતિ ભગવત : પાર્શ્વમેવ પ્રણમ્ર :
યંભૂયસ્ચાવ તીર્ણં શુકમિહ જગદુર્યો ગુણેભ્યોવ્યતીતો
યેન ગ્રન્થા : પ્રણીતા : બુધજન મહિતા સ્તંશુકાનંદ મીડે ॥

—— ——

પ્રાપ્તો વાસ મહનિંશંચ સહજાનન્દસ્યય : સન્નિધૌ
પ્રીત્યાતં સમતોપય દ્યાતપનિ ભકત્યાનું વૃત્ત્યા ભશમ્
વૈરાગ્યો જ્જિલત સર્વ લોક વિભવં ચોકાન્ત ધર્મપ્રિયં
વન્દેતં વિદ્વુષાંવરં શુકમુનિં શાન્ત સ્વભાવં સદા ॥

————

નાનાપદ્ય સુકાવ્ય શીઘ્ર રચના દક્ષં સ્વધર્મ સ્થિરં
છન્દોભિ: સ્વકૃતિર્હરિં વૃષભુવં સંપ્રાણયામાસય :

મત્રીં તેનગતં સ્વનર્મવચનૈ : સંહા સયન્તં સ્થિરં
બ્રહ્માનંદ મુનિં નમામિતમહં દેશાદ્ય ભિન્નં મુદા ॥

---

મહાધ્યાના ભ્યાસં વિદધત મજસ્ત્રં ભગવત :
પવિત્રે સંપ્રાપ્તં સ્થિત મતિવરૈ કાન્તિક વ્રજે
સદા નન્દંસારં પરમ હરિ વાર્ત્તા વ્યસનિનં
ગુણાતીતા નન્દં મુનિવર મહં નૌમિ સંતતમ્ ॥

---

અજસ્ત્રં સંપ્રાપ્તં પરમ સહજાનન્દ નિકટે
સ્થિતિં તત્સેવાયાં નિપુણ મન વદ્યં મતિમતામ્
સતા આદ્યં વન્દે સદયહૃદયં નૈષ્ટિક વરં
મુકુન્દાનંદાખ્યં ધૃત શુભ ગુણ કલ્પ મનિશમ્ ॥

---

ઉદારં નિર્વૈરં નિગમગ દિતા ચાર નિરતં
જિતસ્વાન્ત : શત્રું પહિત નિજ વિધં સુખકરમ્
અખંડાનન્દાખ્યં વૃષજહરિ કૃષ્ણ સ્મૃતિ પરં
પ્રશાન્તં મુકતેન્દ્રં પ્રતિદિન મહં નૌમિ સદયમ્ ॥

---

ભકત્યાનુ વૃત્યા હરિકૃષ્ણ મીશં
યસ્તોષયા માસ વિરકત મૂર્ત્તિ :
તદ્ભકિત વિઘ્ન પ્રતિબોધ દક્ષં
તં નિષ્કુલાનન્દ મહં નમામિ ॥

---

ધર્માત્મજ શ્રીહરિ કૃષ્ણ ભકતૌ
જિતેન્દ્રિયં તત્પરમરત તન્દ્રિમ્
નારાયણ નન્દ મહં નમામિ
ક્ષમાધરં વર્ણિવરં સુશીલમ્ ॥

---

આચાર્ય પ્રવર મનેક શિષ્યવર્ગં
શાસ્ત્રોકતે નિજ સુકૃતે પ્રવર્ત્તયન્તમ
સત્પ્રજ્ઞં સુવિત તકીર્તિં માર્ય વન્દ્યં
વન્દે અહં પ્રવર ગુણં વિહારિલાલમ્ ॥

---

શાસ્ત્રાજ્ઞં વચુન વિરકિત ભકિન યુકતં
સદ્વન્દ્યં મુકુટમણિં ગૃહત્ દતાનામ્
વન્દે અહં કવિવર મત્ર બાસુદેવા
નન્દાખ્યં વિનય ક્ષમા દ્યુપેતમ્ ॥

---

રક્ષન્વેદ મમન્દર ગિરિં વિભ્રદ્ધ રામા હરન્
પ્રહ્લાદં પરિપાલયન્ બલિયન : ક્ષુભ્યન્ક્ષયન્ક્ષત્રિયાન્
લંકે શાન્ત કરશ્ચ કંસ શમન : શાન્તો સુગેન્મોહનો
મ્લેચ્છોન્મૂલનકાર કરત મનિશં શ્રી નીલકંઠં ભજે ॥

---

હંસન્તો હરિપાદ પદ્મનિરતા : સત્સંગિનશ્ચા ખિલા
યુષ્માકં વચનેન દેહ મનસા જ્ઞાત્વા પરાધોમયા ।
અજ્ઞાત્વાત્ર કૃતો ભવેદપિચય : ક્ષન્તવ્ય એવાખિલ :
કૃત્વા સૌ કરૂણાં ભવદ્ભિરથ તદૂતો : કરોમ્યાનનિમ્ ॥

---

# નિષ્કામ શુદ્ધિ.



સુવ્રત નામે રૂષી તે પ્રતાપસિંહ નામે રાજા પ્રત્યે કહે છે જે હે રાજન્! એક દિવસે સંધ્યા આરતિ થયા પછી સભાને વિષે ઉંચા સિંહાસન્ ઉપર વિરાજમાન એવા જે સાક્ષાત્ પરમેશ્વરનારાયણ એવા જે શ્રી **સહજાનંદજી સ્વામી** મહારાજ તેને નમસ્કાર કરીને મુનિમધ્યે શ્રેષ્ઠ એવા જે બ્રહ્માનંદ મુનિ તે પુછતા હવા—જે હે ભગવાન્! આ ઉદ્ધવ સંપ્રદાયને વિષે તમારા ભકત એવા જે અમે ઘણાક પુરૂષ નિષ્કામ એવું જે બ્રહ્મચર્ય વ્રત તેને આશર્યા છીએ. તો હે **સ્વામિન્!** અમોને કયારેક સ્ત્રીના સંબંધે કરીને તે બ્રહ્મચર્યવ્રતનો ભંગ થઇ જાય ત્યારે તેની શુદ્ધિ જે પ્રાયશ્ચિત તે કયા પ્રકારે કરવું? તે જેમ હોય તેમ કહેવાને આપ યોગ્ય છો. એવી રીતે પુછયા એવા જે **નારાયણ મુની** જે **શ્રી સહજાનંદજી** સ્વામિ તે બોલતા હવા જે હે **મુનિ!** જાણીને તો બ્રહ્મચર્યવ્રતનો ભંગ કયારેય ન કરવો અને જો અજાણ્યે તે વ્રતનો ભંગ થઇ જાય તો તેની શુદ્ધિ તત્કાળ કરવી, અને તે શુદ્ધિયે કરીને અષ્ટઅંગે યુકત એવું જે બ્રહ્મચર્ય વ્રત તેનું રક્ષણ થાય છે, અને તે વ્રતના રક્ષણ થકી ભગવાનના જે ત્યાગી ભકત તેમને એકાંતિકપણું થાય છે તે કારણ માટે તે શુદ્ધિ કહીએ છીએ તે તમે સાંભળોઃ—

૧ નિષ્કામ એવું જે બ્રહ્મચર્યવ્રત તેનો પાળનારો જે પુરૂષ તે જો સ્ત્રીયોની જે વાર્તા તેને પ્રિતિએ કરીને કાન દઇને કયારેય પણ જો સાંભળે તો એક ઉપવાસ કરે.

૨ શ્રીમદ્‌ભાગવત આદિ જે સત્‌શાસ્ત્ર તેને વિષે કહી જે સ્ત્રીયોના ગુણઅવગુણની કથા તે વિના જો બીજી સ્ત્રીયોના ગુણઅવગુણનું વર્ણન કરે તો એક ઉપવાસ કરે.

૩ અસત્ કાવ્યને રસમંજરીને રસિક પ્રિયા આદિક રસિક ગ્રંથ તેમને વિષે વર્ણન કર્યા એવા જે મુગ્ધામધ્યા આદિક સ્ત્રીયોના ભેદનું જો પોતે વર્ણન કરે તો એક ઉપવાસ કરે.

૪ પોતાની ઇચ્છાએ કરીને પરસ્પર ક્રિડા કરતી જે સ્ત્રીયો તેને જોતો થકો મુરખની પેઠે ઘડીકવાર જો તે ત્યાં ઉભો રહે તો તે એક ઉપવાસ કરે.

૫ સ્ત્રીયોની દૃષ્ટિ સંગાથે પોતાની દૃષ્ટિને બાંધતો થકો ક્ષણ-માત્ર પણ જો તે સ્ત્રીયોને જોવે તો એક ઉપવાસ કરે.

૬ સ્ત્રીના અંગ ઉપરનું જે વસ્ત્ર તેનો જો સ્પર્શ થાય તો એક ઉપવાસ કરે.

૭ સ્ત્રીના હાથપગ આદિ જે અંગ તથા સ્ત્રીને પહેરવાનું જે વસ્ત્ર તેનો જો સ્પર્શ થાય તો એક ઉપવાસ કરે. પણ જો તે વસ્ત્ર ધોયું થકું ભીનું હોય અથવા સુકાયલું હોય અથવા નવું હોય તેને અડી જવાય તેનો ઉપવાસ નહિ.

૮ ભગવાનની જે વાર્તા સ્ત્રીને સંભળાવવા સારૂ પુરૂષને જો આગળ કરે તો એક ઉપવાસ કરે.

૯ જેના ચિત્તને વિષે સ્ત્રી સંબંધી મલીન સંકલ્પ પણ જો થઇ જાય અથવા સ્ત્રી સાથે બેસી જવાય તો એક ઉપવાસ કરે.

૧૦ પુરૂષ પાસે સ્ત્રીને છાની જ્ઞાન વાર્તા જો કહી મોકલે તથા તે સ્ત્રીએ કોઇક પુરૂષ પાસે છાની વાર્તા કહેવરાવી હોય ને તેને જો સાંભળે તો એક ઉપવાસ કરે.

૧૧ ભગવાનની પ્રસાદી એવું જે પુષ્પ ચંદન અન્ન આદિક જે વસ્તુ તે છાનુ સ્ત્રીને દેવાને મોકલે અથવા સ્ત્રીએ મોકલી જે પ્રસાદીની વસ્તુ તેને જો ગ્રહણ કરે તો એક ઉપવાસ કરે

૧૨ પુસ્તક લખીને અથવા લખાવીને છાનુ સ્ત્રીને અર્થે મોકલે અથવા પુસ્તક લખાવવા સારૂ સ્ત્રીએ મોકલ્યા જે કોરા કાગળ તેને છાના ગ્રહણ કરે તો એક ઉપવાસ કરે.

૧૩ સ્ત્રીઓના ચિત્રામણ જો મન દઇને જોયે અથવા સ્ત્રીનું ચિત્રામણ પોતે કરે અથવા સ્ત્રીના વેષને ધરી રહેલો જે પુરૂષ તેને જો અડે અથવા તેની સાથે બોલે તો એક ઉપવાસ કરે.

૧૪ જે સ્થળને વિષે સ્ત્રીયોની સ્નાનાદિ ક્રિયા થતી હોય અથવા જે સ્થળે સ્ત્રીયોનો પગફેર થતો હોય તે સ્થળે જો લઘુશંકા કરવા કે દિશા ફરવા જાય તો પણ એક ઉપવાસ કરે.

૧૫ સ્ત્રીયોની સન્મુખ બેસે અથવા રસ્તો પહોળો હોય ને કોઇ આપતકાળ નડ્યો હોય તો પણ જો સ્ત્રીથકી પાંચ હાથ છેટે ન ચાલે તો એક ઉપવાસ કરે,

૧૬ સ્ત્રી ભેગો એક ગાડામાં બેસે તથા સ્ત્રીના ચિત્રામણને અડે તો પણ એક ઉપવાસ કરે.

૧૭ દેવતાની પ્રતિમા વિના બીજી જે કાષ્ટ મુત્તિકાને પાષાણુ આદિકની જે સ્ત્રીની પુતળી તેને અડી જવાય તો પણ એક ઉપવાસ કરે.

૧૮ મૈથુનને વિષે આસકત એવા જે પશુપક્ષીને પણ, કયારેક પરવશ થઇને જોઇ જવાય તો પણ એક ઉપવાસ કરે.

૧૯ વાડય વંડી, કે ભીંતથી બંધીમાં આવેલું પોતાનું સ્થાનક તેને વિષે કોઇક પ્રયોજન સારૂ અથવા અજાણે જો કોઇ સ્ત્રી આવે ને પોતે જો ત્યાં એકલો હોય તો એક ઉપવાસ કરે.

૨૦ સ્ત્રીના સંબંધે પોતાના વ્રતને દૂષણ પમાડે તેવું મલીન સ્વપ્ન જો થાય તથા સ્ત્રીના દર્શનથી જો વીર્યપાત થઇ જાય તો પણ એક ઉપવાસ કરે.

૨૧ ભોજન કરતી વખતે જો સ્ત્રી પીરસે તો એક ઉપવાસ કરે.

૨૨ એકલી સ્ત્રી સંઘાથે એકલોજે જે નિષ્કામવ્રતવાળો પુરૂષ તેની એકાંત સ્થળે થોડીકવાર જો સ્થિતિ થઇ જાય તો તે લાગટ ત્રણ ઉપવાસ કરે, તથા એકલી સ્ત્રી સાથે મારગમાં એકલા સંઘાથ થઇ જાય તો પણ ત્રણ ઉપવાસ કરે.

૨૩ જે પુરૂષ કામને વશ થઇને જો પોતાને હાથે કરીને વીર્યપાત કરે અથવા બીજાને હાથે કરાવે તો તે લાગટ ચાર ઉપવાસ કરે

૨૪ જો સાક્ષાત્ સ્ત્રીનો સંગ થાય તો બાર મહીના સુધી નિરંતર ધારણાપારણા કરે એટલે જે દીવસે ઉપવાસ કરે તે દિવસે માત્ર જળજ પીવે અને જે દિવસે પારણા કરે તે દિવસે તો મોહા વિનાનો કેવળ સાથવો પાણીમાં ઘોળીને પીવે.

એ રીત્યે નિષ્કામ વ્રતના પાળવાવાળા જે પુરૂષ તેમણે જરૂર એ રીત્યે કરવું ! એ મર્યાદા જે ન પાળે તે ઉદ્ધવ સંપ્રદાય થકી બાહેર છે ને વિમુખ છે.

હવે સુવ્રત રૂષી કહે છે જે હે રાજન્ ! એવી રીતે શ્રીજી **મહારાજે** કહી જે પવિત્ર એવી નિષ્કામ શુદ્ધિ તેનો આ લોકને વિષે જેનેત્યે પ્રભાતને વિષે પાઠ કરે તો તે સુખેથી પોતાના હૃદયમાંથી કામને ઉખેડી નાંખે, તે કામ કેવો છે તો ત્રિલોકનો જે જય તેણે કરીને છે અતિશય અહંકાર જેને અને સમગ્ર જે રૂડા ગુણ માત્ર તેને ભુંડાં કરી નાંખનારો છે

ઇતિ શ્રી **સહજાનંદજી સ્વામિ** શિષ્ય **નિત્યાનંદ** મુનિ લિખિતા નિષ્કામ શુદ્ધિ સમાપ્તમ્

---

# બ્રહ્મચારીના ધર્મો.



૧ આહારને નિયમમાં રાખવો,

૨ ખાવું ત્યારે પાણીનો મારગ રાખવો, તથા અતિ ગળ્યું, ચીકણું તથા અતી ગરમ વસ્તુ ન ખાવી

૩ એક વખત જમવું, તે અન્નમાં પાણી નાખીને ભગવાનની સ્મૃતિ રાખીને જમવું

૪ નિદ્રા જીતવી નિદ્રા આવે ત્યારે ઉભા થવું, કિર્તન બોલવા અને પછી અરધી રાત ગયા પછી સુવું.

૫ સુવું ત્યારે ચતા સુવું, ને કેડ ઢીલી મુકીને ને અંતર સન્મુખ વૃતિ રાખીને ભગવાનની સ્મૃતિ રાખીને સુવું.

૬ બેસવું ત્યારે આસન વાળીને સ્વસ્તિક આસને બેસવું

૭ પ્રાણાયામ કરવાની ટેવ રાખવી.

૮ સ્ત્રી આદિકને વિષે દોષ, દુ:ખ, ને નાશવંતપણાનો વિચાર કરવો

૯ ભગવાનના મહીમાનો તથા આત્મનિષ્ઠાનો વિચાર કરવો.

૧૦ ગોપાળાનંદ સ્વામી મુકનાનંદ સ્વામી આદિક મોટા મોટા સંતોને સંભારીને દંડવત્ પ્રણામ કરીને ગદ્દગદ્ થઇને, મન, વચનથી પ્રાર્થના કરવી.

૧૧ નેત્ર કાન તથા વાણી આદિક ઇન્દ્રીયોને વિશેષપણે નિયમમાં રાખવા,

૧૨ દેહમાંથી હેત તોડીને જીવમાં હેત કરવું, અને દેહના સંબંધમાંથી પ્રીતી તોડીને ભગવાનના એકાંકિત સાધુમાં પ્રીતી જોડવી ને આ લોકમાંથી હેત તોડીને ભગવાનના ધામમાં પ્રીતી કરવી ને પ્રકૃતિમાંથી થયું જે યત્કિંચિત્ માયીક પદાર્થ માત્ર, તેમાંથી પ્રીતી તોડીને ભગવાનની મૂર્તિમાં હેત કરવું, આ ચાર વાતનો નિત્યે વિચાર કરવો તત્કાળ પંચ વિષયથી મુક્ત થાય.

૧૩ સ્ત્રીઓનું કદી પણ સ્મરણ કરવું નહિં. સ્ત્રીના ગુણનું વર્ણન કરવું નહિં, તેમ સાંભળવું નહીં

૧૪ પોતાના શરિરે કદી પણ તેલ મર્દન કરવુ નહીં.

૧૫ પોતાના બ્રહ્મચર્યનો ભંગ થાય એવું જે વચન તેનો પોતાના ગુરુનું પણ માનવું નહિં.

## ત્યાગીના ધર્મો.

૧ અંતઃ શત્રુ જે કામ, ક્રોધ, લોભ અને માન આદિક તેમને જીતવા.

૨ સર્વે ઇંદ્રિયોને જીતવી, તેમાં રસના ઇંદ્રિયને તો વિશેષે કરીને જીતવી.

૩ દ્રવ્યનો સંગ્રહ કરવો નહિ તેમ બીજા પાસે કરાવવો નહિ.

૪ આપત્કાલ પડયા વિના રાત્રીએ સંઘ સોબત વિનાનું ચાલવું નહિ તથા કયારેય પણ એકલા બહાર જવું નહિં.

૫ જે વસ્ત્ર બહુ મુલ્યવાળું હોય, ચિત્રોવાળી ભાતનું હોય, તે તથા શાલ દુશાલા હોય તે કદી પણ પહેરવા કે ઓઢવા નહીં.

૬ ભિક્ષા તથા સભા પ્રસંગ, એ બે કાર્ય વિના ગૃહસ્થીના ઘેર જવું નહીં

૭ તાંબુલ, ચા, અફિણ તમાકુ, ગાંજા ઇત્યાદિ કેફી વસ્તુઓને વર્જવી.

૮ રોગાદિક આપત્કાલ પડયા વિના દીવસે સુવું નહીં, તેમજ ખાટલા ઉપર સુવું નહીં

૯ ગ્રામ્ય વાર્તા કરવી નહીં તેમ સાંભળવી પણ નહીં.

૧૦ કોઇ સાધુ બ્રહ્મચારી, કે અન્ય કુમતિવાળા દુષ્ટજન પોતાને ગાળ દે અથવા મારે તો તે સહન કરવું. પણ સામી ગાળ દેવી નહીં, અને તેનું જેમ હિત થાય તેમજ ચિંતવવું.

**૧૧** કોઈનું દુતપણું કરવું નહીં કે ચિડીયાપણું કરવું નહીં.

૧૨ પોતાને જરૂર પુરતા વસ્ત્રો સિવાય વધું કપડાં રાખવા નહીં.

૧૩ સોના રૂપોની ચીજો કે લક્ષ્મી પોતાની પાસે રાખવી નહીં તેમ બીજા પાસે રખાવવી નહીં.

---

## સ્ત્રીઓના ધર્મો

**૧** પોતાનો પતિ અંધ હોય રોગી હોય, દરિદ્રી હોય, અને નપુંસક હોય તો પણ તેને ઈશ્વરની પેઠે સેવવો અને તેને અને તેને કદી પણ કટુ વચન કહેવું નહીં કે ઉંચે અવાજે બોલાવવા નહીં

**૨** રૂપ અને યૌવનને યુકત અને ગુણવાન્ એવો જે અન્ય પુરૂષ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ કદી ન કરવો.

૩ પોતાની નાભી, સાથલ, અને છાતી, તેને બીજો પુરૂષ દેખે તેમ કદી પણ વર્તવું નહીં.

૪ ભાંડ ભવાઈ જોવા ન જવું, અને નિર્લજજ એવી જે સ્ત્રીઓ તથા સ્વૈરિણિ, કામિની અને પુંશ્ચલી એવી જે સ્ત્રીઓ તેમનો સંગ કરવો નહીં.

**૫** પોતાનો પતી પરદેશ ગયો હોય તે દરમ્યાન આભૂષણો ધારવા નહીં રૂડા વસ્ત્રો પહેરવા નહી, પારકે ઘેર બેસવા જવું નહીં અને હાસ્ય વિનોદનો ત્યાગ કરવો.

૬ વિધવા સ્ત્રીઓએ તો પતિ બુદ્ધિએ કરીને શ્રી કૃષ્ણ ભગવાનને સેવવા અને પોતાના પીતા પુત્રાદિક જે સંબંધી તેમની આજ્ઞાને વીષે વર્તવું પણ સ્વતંત્ર રહેવું નહી.

૭ વિધવા સ્ત્રીએ પોતાના સમીતે સંબંધ વિનાના જે પુરૂષ તેમનો સ્પર્શ ક્યારેય કરવો નહીં, અને અવશ્ય કાર્ય વીના તેમની સાથે ક્યારેય પણ બોલવું નહીં.

૮ વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં પોતાના જીવન પર્યંત દેહનીર્વાહ થાય એટલુંજ જો ધન હોય તો તે ધન ધર્મકાર્યને માટે પણ આપવું નહી. પણ જો તેથી અધીક હોય તોજ આપવું.

૯ વીધવા સ્ત્રીઓએ એક વખત આહાર કરવો. પૃથ્વી ઉપર સુવું અને મૈથુનાસક્ત એવા જે પશુપક્ષી આદીક જીવ પ્રાણી માત્ર તેમને જોવા નહીં.

૧૦ સુવાસીણ અને વીધવા સ્ત્રીઓએ વસ્ત્ર પહેર્યા વીના નહાવું નહી અને પોતાનું જે રજસ્વલાપણું તે કોઈ પણ પ્રકારે ગુપ્ત રાખવું નહીં.

---

## સત્સંગીએ પાળવાના નિયમો તથા હિત વચનો.

૧ સવારમાં વહેલા ઉઠી **શ્રી સ્વામીનારાયણનું** નામ સ્મરણ કરવું તથા ધ્યાન એટલે સંગ ચિંતવન કરી ક્ષમા માંગવી.

૨ શુદ્ધ જલથી સ્નાન કરી પુજા કરવી.

૩ **માનસી** પુજા દરરોજ બેત્રણ કે પાંચ વખત કરવી.

૪ એકાદશીનું વ્રત કરવું, વૃત્તને દીવસે ઉંઘવું નહીં બ્રહ્મચર્ય પાળવું.

૫ ગાળ્યા વીનાનું જળ, દુધ, કે બીજો કોઇ પ્રવાહી પદાર્થ વાપરવો નહીં.

૬ દારૂપાન, માંસ ભક્ષણ, વ્યભિચાર ચોરી, વટલવું વટલાવવું તે પાંચ પાપ કદી ન કરવા અને તેથી દુર રહેવું.

૭ આત્મ નીવેદન ભક્તે દરેક વસ્તુ પ્રતીમાને ધરાવીને વાપરવી.

૮ સાયંકાળે મંદીરમાં કીર્ત્તન ગાવા, જો ગામમાં મંદીર ન હોય તો ઘેર ગાવા, રાત્રે સુતા પહેલા ચેષ્ટાના પદ ગાવા.

૯ આચાર્ય, સાધુ, અને બ્રહ્મચારીને સામા મળે ત્યારે જય **સ્વામીનારાયણ** કરી પ્રણામ કરવા, તથા ગૃહસ્થોએ પરસ્પર નમસ્કાર કરવા.

૧૦ **સ્વામીનારાયણ**ને સર્વ અવતારના અવતારી, પરબ્રહ્મ માની તેજ ધ્યેય અને ઉપાસ્ય માનવા,

૧૧ કોઈ પણ સંજોગોમાં ભુતાદિકનો વહેમ લાગે, અથવા કોઇ ભયભરેલા સંજોગો ઉપસ્થિત થાય તો **નારાયણ કવચ** અથવા **હનુમાન સ્તોત્ર**નો જપ કરવો.

૧૨ હંમેશાં સત્ય વચન બોલવાની ટેવ રાખવી, કોઇની નીંદા કરવી નહી, કદી જુગાર ખેલવો નહીં.

૧૩ કોઇની ગુપ્ત વાત પ્રકાશવી નહીં.

૧૪ આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું, બની શકે ત્યાં સુધી કરજ કરવું નહીં.

૧૫ રાત્રીએ સુતા પહેલા આખા દીવસમાં પોતે શું કામ કર્યું અને અમુક કામ કરવામાં પોતાની કેટલી ભુલો થઇ તે સર્વે કઇ રીતે સુધારવી, તેનો શાન્તિથી વિચાર કરવો.

૧૬ પારકાના દુર્વચન સહન કરવા. કોઇનું અપમાન કરવું નહીં, આ સ્થિર જીવનને માટે કોઇની સાથે વૈર કરવું નહીં.

૧૭ આપણા ઉપર કોઇ ક્રોધ કરે તો શાન્તિથી સહન કરવો, અને વૈરીનું પણ રૂડું બોલવું અને ભલું ઇચ્છવું.

૧૮ કોઇની નીંદા રૂબરૂમાં કે પાછળથી કરવી નહીં.

૧૯ 'હું કોણ છું. કયાંથી આવ્યો છું મારે શું કામ કરવાનું છે, પરલોકમાં સુખ મેળવવા માટે આ લોકમાં મેં કાંઇ બીજ વાવ્યું છે કે નહિં, જેને હું મારા પોતાના ગણી હેત રાખું છું તે આપત્કાલમાં પણ માહારા રહેશે કે કેમ," આવી બાબતોનું અવારનવાર ચિંતવન કરવું.

૨૦ "આ શરિર અપવિત્ર છે, મળમુત્રની ખાણ છે, રોગ જરાનું નિવાસસ્થાન છે, માટીનું બનેલું છે અને માટાની સાથે પાછું મલી જવાનું છે, તે શરિરથી હું ન્યારો છુ" તેવું ચિંતવન કરવું.

૨૧ કદી પણ અભિમાન રાખવું નહીં, દંભ રાખવો નહીં, કરેલું કામ ગાઇ બતાવવું નહીં, 'હું તો ભગવાનના

દાસનો દાસ છું. તેમના દાસના ચરણની રજ છુ" તેમ સમજી મદ રાખવો નહિં.

૨૨ પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે કોઇના ઉપર ખોટા આક્ષેપ મુકવા નહિં

૨૩ દેવતા, તીર્થ બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ, અને વેદ તેમની કદીપણ નીંદા કરવી નહિં.

૨૪ માતા પીતા, ગુરૂ, અંધ અને રોગી માણસ તેમની સેવા જીવન પર્યંત પોતાની શકિત પ્રમાણે કરવા તત્પર રહેવું.

૨૫ સત્સંગી સર્વે ભાઇઓજ છીએ એવી ભાવના હંમેશ ચિંતવવી કોઇ ઠેકાણે સત્સંગીનું બુરૂ થતું હોય કે કોઇ નીંદા કરતું હોય તો તે પોતાનુંજ બુરૂ બોલાય છે તેમ સમજી સત્સંગીનો પક્ષ લેવો.

૨૬ દરેક સત્સંગીએ એક બીજાને વ્યહવારિક કાર્યમાં તથા ધાર્મીક કાર્યમાં તન, મન અને બની શકે તો ધનથી પણ મદદ કરવા ચુકવું નહીં.

૨૭ ભગવાનની મૂર્ત્તિઓના તથા તેમના ભકતોના બહુજ વિનયથી દર્શન કરવા, સ્પર્શ કરવો. તથા પુજન કરવું, તેમની સેવા કરવી સ્તુતિ કરવી અને તેમના ગુણ અને કર્મના વખાણ કરવા.

૨૮ ભગવાનની કથા સાંભળવા ઉપર શ્રદ્ધા રાખવી ભગવાનના ઉત્સવના દિવસે ગીત, નૃત્ય તથા વાજાં વગાડવા અને સભાઓ ભરી ભગવાનના ચરિત્ર ગાવા અને સાંભળવા.

અસિત ગિરિસમં સ્યાત્ કજ્જલં સિન્ધુ પાત્રે
સુર તરૂવર શાખા લેખની પત્ર મુર્વી ।
લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વ કાલં
તદપિ તવ ગુણા નામ્ ઈશ પારં ન યાતિ ॥

---

સર્વેત્ર સુખિન: સન્તુ સર્વે સન્તુ નિરામયા ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ માકશ્ચિદ્ દુઃખ માપ્નુયાત્ ॥

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ ..



જન્મ્યા કોશલદેશ વેશ બહુનો
લઈ તીર્થમાંહી ફર્યા
રામાનંદ મળ્યા સદ્ધર્મ ચલાવ્યો
યજ્ઞાદિ મોટા કર્યા.
મોટા ધામ રચ્યા રહ્યા ગઢપુરે
એ દેશ ગાદી કરી
અંતર્ધાન થયા લીલા શ્રીહરિ તણી
સંક્ષિપ્તમાં ઉચ્ચરી.



આ પુસ્તક ૨૨, દલાલ સ્ટ્રીટ, મુંબઈ મધ્યે આવેલા ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસમાં રા. રા. **લાલચંદ અમૃતલાલ કોઠારીએ** છાપ્યું અને રા. રા. **ગોવિંદજી કલ્યાણજી પારેખ** માટે ઉપલે ઠેકાણેથી પ્રગટ કર્યું.

